વર્ષ ત્રીજું : પુસ્તક પાંચમું

# રાગ અને વિરાગ

[ વાર્તાસંગ્રહ ]

: લેખક :
રતિલાલ દીપચંદ દેસાઈ



પ્રથમ આવૃત્તિ : નવેમ્બર ૧૯૫૯
પુનર્મુદ્રણ : માર્ચ ૧૯૬૨

કિંમત : રૂ. ૧-૨૫

: પ્રકાશક :
લાલભાઈ મણિલાલ શાહ
શ્રી જ્ઞાન-મણિ સદ્વાચનમાળા ટ્રસ્ટ
હઠીભાઈના દેરા સામે : અમદાવાદ

: મુદ્રક :
કાન્તિલાલ મોતીલાલ દેસાઈ : ચંદ્રિકા પ્રિન્ટરી
મિરઝાપુર રોડ : અમદાવાદ

## અર્પણ

સેવા, નિર્ભયતા અને સ્નેહની મૂર્તિ

### પૂજ્ય મુનિ શ્રી કલ્યાણચંદ્રજી 'બાપા'ને—

જેમણે, જરૂર પડી ત્યારે,
તનને તંદુરસ્ત અને મનને પ્રફુલ્લ બનાવવાની
મમતા દાખવીને મને ઉપકૃત કર્યો છે;
—એમના એ ઉપકારના સ્મરણમાં

**સાદર સમર્પણ**

—રતિલાલ



જેના દિલ દરિયાવ, હૈયાના એ રાજવી;
વિદ્યાપ્રીતિ અપાર, સિંહસમા એ માનવી.


અનુક્રમ







# પ્રાસંગિક

ગમ્મત સાથે જ્ઞાન આપવાનો સહેલો અને સર્વમાન્ય પ્રકાર તે વાર્તા. આવી વાર્તા કહેવાની કે લખવાની કળા માતા સરસ્વતીની કૃપા હોય તો જ સાંપડે.

વળી વાર્તા સાંભળવી કે વાંચવી એ પણ માનવજીવનનો એક વિશિષ્ટ લહાવો કે અધિકાર છે. અને તેથી જ વિશ્વના કંઠસ્થ કે ગ્રંથસ્થ સમગ્ર સાહિત્યમાં કથા–વાર્તાઓનો હિસ્સો, સાહિત્યના બીજા બધા પ્રકારોના હિસ્સા કરતાં વધારે છે.

'અભિષેક' અને 'સુવર્ણકંકણ' પછી મારો આ ત્રીજો વાર્તાસંગ્રહ પ્રગટ થાય છે. આ વાર્તાસંગ્રહ–' રાગ અને વિરાગ '–માં જે વાર્તાઓ આપવામાં આવી છે, તે બધી વાર્તાનાં બીજ આગમિક કે ઇતર જૈન સાહિત્યમાં સચવાયેલાં છે. એ બીજને કેન્દ્રમાં રાખીને મેં, મને ગમે અને આવડે તે રીતે, અત્યારના વાચકને લક્ષમાં રાખીને, આ વાર્તાઓની રચના કરી છે.

આ વાર્તાઓમાં વાર્તા–કલાનું તત્ત્વ હોવાનો દાવો મારાથી થઈ શકે એમ નથી એ હું જાણું છું, અને છતાં આ વાર્તાઓ લખવામાં મેં અલ્પાંશે પણ આનંદનો અનુભવ કર્યો છે, એટલું જણાવવાની રજા લઉં છું.

જુદાં જુદાં સામયિકો માટે જુદે જુદે સમયે લખાયેલી આ વાર્તા આજે ગ્રંથસ્થ બનીને પુસ્તકરૂપે પ્રગટ થાય છે તેનો યશ શ્રી જીવન–મણિ સદ્‌વાચનમાળા ટ્રસ્ટના સહૃદય ટ્રસ્ટીઓ શ્રી લાલભાઈ મણિલાલ

શાહ અને ભાઈ શ્રી 'જયભિખ્ખુ'ને ઘટે છે. મારા પ્રત્યે આવી લાગણી દાખવવા બદલ હું ટ્રસ્ટનો બહુ આભારી છું.

આ વાર્તાઓની પસંદગી અને એમાં ઘટતો ફેરફાર કરીને એની જરૂરી માવજત મારા ભાઈશ્રી. જયભિખ્ખુએ કરી છે, એટલું કહેવાનું મન, આ વાર્તાઓનું મૂલ્ય વધારવાના લોભથી પણ, થઈ આવે છે એમનો હું અહીં આભાર તો શું માનું ? એક હાથ બીજા હાથનો આભાર શી રીતે માની શકે ?

આ પુસ્તકને મનોહર કવર-ડિઝાઈનથી સુશોભિત બનાવવા માટે જાણીતા ચિત્રકાર શ્રી સી નરેનનો હું હાર્દિક આભાર માનું છું.

આટલા પ્રાસંગિક નિવેદન સાથે આ વાર્તાસંગ્રહ હું વાચકોના કરકમળમાં રજૂ કરું છું.

આસ્ટોડિયા... અમદાવાદ-૧
વિ સ ૨૦૧૬ : જ્ઞાનપંચમી
તા. ૫-૧૧-૧૯૫૯

ર. દી દેસાઈ

## પુનર્મુદ્રણ પ્રસંગે

રામનું સપનું ભરતને ફળ્યુ, એ પ્રમાણે શ્રી જીવન-મણિ સદ્દવાચનમાળાની વિસ્તરતી જતી લોકપ્રિયતાનો લાભ આ પુસ્તકના પુનર્મુદ્રણરૂપે મળે છે, એ પ્રસંગે એ ટ્રસ્ટ અને એ ટ્રસ્ટના બન્ને ભાવનાશીલ, સતત જાગ્રત અને કલ્યાણકાંક્ષી ટ્રસ્ટી મહાનુભાવો તરફ વિશેષ આભારની લાગણી વ્યક્ત કરવા સિવાય મારે બીજું કશું કહેવાનું નથી

તા ૫ ૩ ૧૯૬૨

ર. દી. દેસાઈ

# અંતે તો હેમનું હેમ

**મા**ણસ નવીનતાનો ચાહક છે એ રોજ નવું નવું માગે છે, અને દુનિયામાં એને નવું નવું મળતું રહે છે. પણ જ્યારે ઊંડા ઊતરીને પરિસ્થિતિની પારખ કરીએ છીએ ત્યારે કૂવાના રેંટના જેવી સ્થિતિ કલ્પાય છે. ખાલી થયેલા ભરાય છે અને ભરાયેલા ખાલી થાય છે; અને એવી ઘટમાળ ચાલ્યા કરે છે

નવા યુગની નારી જૂના અલંકારો ભાંગીને નવાં આભૂષણો ઘડાવે છે; ને વળી કાળક્રમે એ આભૂષણો જૂનાં થઈ જાય છે; અને એથીય આગળના યુગની નારી એ જૂનાંને ભંગાવી નવાં ઘરેણાં ઘડાવે છે.

પણ જૂના અને નવામાં હેમ તો એકનું એક હોય છે. એમ વાર્તાતત્ત્વનું પણ છે. સંસાર એનો એ છે. એના પ્રશ્નો, વિટંબણાઓ, કસોટીઓ, પૂર્વગ્રહો, પ્રતિજ્ઞાઓ અને પરમાર્થો એના એ છે. ફક્ત નવી રીતે રજૂઆતના કારણે એ 'નવીન'નું બિરુદ પામે છે.

આ વાર્તાસંગ્રહમાં રજૂ થયેલી વાર્તાઓ જૂના કાળની જરૂર છે, પણ એમાં ચર્ચાયેલા પ્રશ્નો તાજા છે; એ કદી જૂના થવાના નથી. માણસની વિદ્યા તરફની પ્રીતિ, પરમાર્થ તરફનો ચાહ, જીવન-ઉત્કર્ષની ઝંખના ને પરિસ્થિતિનો લાભ લેવાની વૃત્તિ એની એ રહી છે, અને એ રીતે આ વાર્તાઓ માનવીય વૃત્તિઓનું અનેરું દર્શન કરાવી જાય છે.

પ્રસ્તુત લેખકની એક કૃતિ 'સુવર્ણકંકણ' પ્રથમ વર્ષના ગ્રાહકોને મળેલી છે. આ કૃતિ ત્રીજા વર્ષના ગ્રાહકોને મળી હતી. એ પછી 'કલ્યાણમૂર્તિ' પાંચમા વર્ષના ગ્રાહકોને આપી છે. આ પ્રથમ આવૃત્તિનું પુનર્મુદ્રણ છે. કાવ્યકી અને સત્ત્વભરી શૈલીવાળા, મંગળભાવનાભર્યા આ વાર્તાસંગ્રહો અમારા વાચકોને ગમ્યા છે, એ કહેવાની જરૂર નથી.

આવા સુંદર સંગ્રહો ટ્રસ્ટને આપવા બદલ અમે માનનીય લેખકના આભારી છીએ.

—વ્યવસ્થાપકો

## લેખકના વાર્તાસંગ્રહો

(૧) અભિષેક ૩-૦૦

(પ્રસ્તાવના – પંડિતવર્ય શ્રી સુખલાલજી)

ગાંધી સાકળચંદ નરસિંહદાસ સ્મારકમાળાનું

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયનું પ્રકાશન

(૨) સુવર્ણકંકણ ૧-૦૦

શ્રી જીવન-મણિ સદ્વાચનમાળા ટ્રસ્ટનું પ્રકાશન

(૩) રાગ અને વિરાગ ૧-૨૫

શ્રી જીવન-મણિ સદ્વાચનમાળા ટ્રસ્ટનું પ્રકાશન

(૪) પદ્મપરાગ ૧-૫૦

(પ્રસ્તાવના – સાક્ષરવર્ય શ્રી રામપ્રસાદ બક્ષી)

શ્રી જગમોહનદાસ કોરા સ્મારક પુસ્તકમાળાનું પ્રકાશન

(૫) કલ્યાણમૂર્તિ ૧-૦૦

શ્રી જીવન-મણિ સદ્વાચનમાળા ટ્રસ્ટનું પ્રકાશન

શ્રી જીવન-મણિ સદ્વાચનમાળા ટ્રસ્ટ



# ૧

## હીરાની ખાણ

**અ**લકાપુરી સમી કૌસંબી નગરી ભારે વૈભવશાળી નગરી હતી. એની સમૃદ્ધિ અને ધર્મભાવના આદર્શ લેખાતી. વેપાર-વણજ અને હુન્નર ઉદ્યોગમાં પણ એ નગરી બહુ પંકાયેલી હતી.

એ નગરીમાં એક શ્રેષ્ઠિ રહે. વિશાખદત્ત એમનું નામ. જેવા કર્મે શૂરા એવા જ ધર્મે પૂરા. એમની સંપત્તિ બહોળી, શાખ જબરી અને દેશપરદેશમાં એમનો વેપાર ચાલ્યા જ કરે. જ્યાં જુઓ ત્યાં એમના નામ પર ફૂલ મુકાય.

દેવદર્શન, ગુરુવિનય, શાસ્ત્રશ્રવણ અને ધર્મપાલનમાં પણ એ એટલા જ ચુસ્ત. બધું છૂટે પણ ધર્મ તો ચીમડે જ નહીં. ધર્મથી જ સૌ સારાં વાનાં થાય, એવી એમની દૃઢ શ્રદ્ધા. અહિંસા, પ્રાણીદયા અને પ્રભુવચન એ તો જાણે એમને પ્રાણથી પણ પ્યારાં. એ માટે એ હંમેશાં જાગરૂક રહે.

જેવો શેઠનો વ્યાપાર–વ્યવહાર સારો ચાલતો, એવો જ એમનો સંસાર વ્યવહાર પણ સુખપૂર્વક ચાલ્યા કરતો, કુટુંબમાં નાતમાં અને ગામમાં એમની આમન્યા પળાતી. પાંચમાં એમનું પૂછ્યું રહેતું. પંચમાં એમનું સ્થાન હતું. સૌ કોઈ શાણી

સલાહ લેવા શેઠ વિશાખદત્તની પાસે આવતું.

કાળ કાળનું કામ કરતો હતો. એને મન તો કોણ સુખી અને કોણ દુઃખી, કોણ ધનપતિ અને કોણ ધનહીન—બધાં સરખાં. એનું ચક્ર ફરે અને કોઈ કુબેરભંડારી બની જાય તો કોઈ ભિખારીમાં ફેરવાઈ જાય ! સમયના વારાફેરા તો હમેશાં આવા જ રહ્યા છે. ઊગ્યા તે આથમે, આથમ્યા તે ફરી ઊગે !

શ્રેષ્ઠી વિશાખદત્તનો વખત પલટાયો, અને સૂરજ આથમ્યે દિવસ આથમી જાય એમ એમનું ભાગ્ય આથમ્યું અને એમની લક્ષ્મી મોં ફેરવી ગઈ. ધનપતિ વિશાખદત્ત જોતજોતામાં ધનહીન બની ગયા.

લક્ષ્મી ગઈ તો ગઈ, પણ સાથે જાણે પ્રતિષ્ઠાને પણ ખેંચતી ગઈ. શેઠની ભરી ભરી રહેતી હવેલી હવે ખાલી ખાલી રહેવા લાગી. રડ્યોખડ્યો લેણદાર આવે તો આવે, નહીં તો કોઈ કાગડોય ફરકે નહીં એવો સૂનકાર વ્યાપી રહ્યો !

શેઠ એના એ હતા, એમની અક્કલ–હોંશિયારી, કુનેહ–કાબેલિયત અને ધર્મપરાયણતા પણ એનાં એજ હતાં; પણ લક્ષ્મીદેવી રિસાઈ ગયાં હતાં ને ! વસુ વિના નર પશુ !

ધનની પૂજક દુનિયાએ ત્યાં ધન ન જોયું અને જાણે પોતાની પીઠ ફેરવી લીધી !

વિશાખદત્ત વિચારે છે : 'જ્યાં સ્વજનો છે, સ્નેહીજનો છે, જ્યાં પાયમાં પ્રતિષ્ઠા મેળવી છે અને જ્યાં સુખસાહેબી માણી છે, ત્યા હવે ધનહીન બનીને રહેવું ઉચિત નથી. પરિશ્રમને માર્ગે ભાગ્યની અજમાયશ કરવાનું પણ અહીં ન ફાવે; લોકલાજ અને જૂની આબરૂ આડે આવે અને આપણો પુરુષાર્થ

હીલો પડી જાય. સર્યું અત્યારે વતનમાં વસવાથી! સંપત્તિ જ જો ચાલી ગઈ, તો પછી સુખસાહ્યબી અને કુટુંબકબીલો કેવો! ભલો પરદેશ અને ભલો આપણો પુરુષાર્થ!'

શેઠે થોડોઘણો પૈસો ભેગો કર્યો. એનાથી કુટુંબની આજીવિકાની થોડીક ગોઠવણ કરી અને થોડુંક કરિયાણું ખરીદ કર્યું. અને એક દિવસ એ પોતાનાં ખડિયા–પોટલાં લઈને ઊપડી ગયા પરદેશ તરફ.

વજ્રકર નગરની નામના ત્યારે ખૂબ હતી. જે ત્યાં જઈ મહેનત આદરે એના ઉપર લક્ષ્મીદેવી પ્રસન્ન થયા વિના ન રહે, એવી એની શાખ. અને જેવું એનું નામ એવા જ એના ગુણ. વજ્રકર નગર સાચે જ વજ્રના આકારનું (હીરાની ખાણોવાળું) નગર હતું. એના સીમાડામાં હીરાની ઘણી ખાણો હતી. અનેક પુરુષાર્થી માનવીઓ ત્યાં જઈને હીરા ખોદવાના હુન્નરમાં પોતાના ભાગ્યની અજમાયશ કરતા.

વિશાખદત્તે વજ્રકર નગર તરફ પ્રયાણ આદર્યું.

આશા એમના માર્ગમાં ઉત્સાહનાં ફૂલ વેરી રહી.



વખત મળે અને ઉત્સાહ જાગે ત્યારે પ્રવાસ; જરૂર જણાય ત્યારે ભોજન અને આરામ; રાત પડે ત્યારે કોઈ ગામને ગોંદરે ધર્મનું ચિંતન કરતાં નિદ્રા—આ રીતે વિશાખદત્તનો પ્રવાસ ધીમે ધીમે આગળ વધતો હતો. ચાલતાં ચાલતાં એને કેટલાક પ્રવાસીઓનો ભેટો થઈ ગયો.

એક દિવસની વાત છે. સૂર્ય મધ્યાહ્ન વટાવી ચૂક્યો

હતો. ભોજનની વેળા વીતી થઈ હતી, પેટનો અગ્નિ ઇંધનની રાહ જોઈ રહ્યો હતો.

એક ગામને સીમાડે, વિશાળ વૃક્ષની શીળી છાયામાં, વિશાખદત્ત ખાવાની તૈયારી કરવા લાગ્યો. એના સાથીઓએ તો ક્યારનું પેટને ભાડું આપી દીધું હતું.

સામે ભોજનની સામગ્રી તૈયાર પડી હતી અને વિશાખદત્ત કોઈ ઊંડા વિચારમાં ઊતરી ગયો. એને થયું, 'કેવો આ પ્રવાસ અને કેવી આ ધનલોલુપતા ! કેવળ ચાલ્ય ચાલ્ય જ કરવાનું ! ન ઇષ્ટદેવનું પૂજન, ન ગુરુનું દર્શન, ન ધર્મનું પાલન ! અને ન કોઈ સંતસાધુ કે અતિથિ–અભ્યાગતને ભિક્ષા આપવાની વખત થાય અને પશુ–પંખીની પેઠે એકલા એકલા પેટ ભરી લેવાનું ! આજીવિકા અને ધન માટેના આવા ને આવા રઝળપાટમાં ક્યાંક આ જીંદગી હારી ન બેસાય !'

ખાવાનું ખાવાના ઠેકાણે પડ્યું રહ્યું અને વિશાખદત્ત જાણે પોતાના વિચારોને વાગોળવામાં જ રોકાઈ ગયો. ખાવું એને જાણે આજે હરામ થઈ પડ્યું. એ તો પૂતળા જેવો સ્તબ્ધ બનીને બેસી જ રહ્યો.

પ્રવાસીઓ તો જોઈ જ રહ્યા : 'અરે, આ વિશાખદત્તને આજે શું થયું છે ? આમ કેમ સૂનમૂન બની ગયો છે ? આજે એ કાં ન કંઈ ખાય કે ન કાંઈ પીએ !

એની પાસે જઈને એમણે કારણ પૂછ્યું. બિચારો શું જવાબ દે ? આવી વાત બીજાને કહ્યે પણ શું વળે ? પણ આમ ને આમ જિંદગી હારી જવાના વિચારે એની આંખોને આંસુ-ભીની બનાવી દીધી.

સાથીઓએ બહુ બહુ આશ્વાસન આપ્યું અને વારંવાર

પૂછ્યું ત્યારે વિશાખદત્તે એમને પોતાના મનની વાત કરી.

પ્રવાસીઓ બોલ્યા : "ભાઈ, આ પ્રવાસ કંઈ થોડો જ આપણો આનંદ-પ્રવાસ છે? અને આપણે બે ટંક ખાઈએ છીએ એ કંઈ થોડું જ સ્વાદ માણવા કે મોજ ઉડાવવા ખાઈએ છીએ આ તો ભાઈ, દેહને દાપું આપવાની જ વાત છે. માટે શાંત થાઓ અને થોડુંક ખાઈ લો."

વિશાખદત્તે જમી લીધું અને રાત પડતાં આરામથી ત્યાં જ ઊંઘી ગયો.

બેસતો શિયાળો !

મધરાતે ટાઢ વાવા લાગી એટલે એણે ઓઢવાનું લેવા માટે પોતાના સામાન તરફ હાથ લંબાવ્યો; પણ ત્યાં તો કશું જ હાથ ન લાગ્યું. જાગીને એણે આસપાસ જોયું તો ન મળે કરિયાણાનું પોટલું અને ન મળે પોતાનો સામાન ! અને પેલા આશ્વાસન આપનાર પ્રવાસીઓ પણ ક્યાંય અલોપ થઇ ગયા હતા ! એ આશ્વાસન મોઘું પડી ગયું : દરિદ્રની રહીસહી બધી પૂંજી હરાઈ ગઈ; અને વિશાખદત્તને લલાટે ઉપર આભ અને નીચે ધરતી બાકી રહ્યાં.

પણ હવે રુદન કર્યે, હિંમત હાર્યે કે નિરાશ થયે ચાલે એમ ન હતું. એણે પોતાના મનને સાબદું કર્યું અને જેમ તેમ કરીને એ વજ્રકર નગર પહોંચી ગયો.

ત્યાં એણે હીરાની ખાણ ખોદવાનું કામ શરૂ કર્યું. હજુ લાભ્યદેવને પ્રસન્ન થવાને વાર હતી. એટલે કામ ઉપર ધ્યાન આપવામાં આખો દિવસ વીતાવવા છતાં એને માંડ પેટ પૂરતું મળી રહેતું.

ક્યારેક મન ઢીલું પડતું તો એ એને સમજાવતો : 'અત્યારે ખાવા અને રહેવાનું મળી રહે છે એ પણ શું ઓછું છે ? આજે આટલો માર્ગ મળ્યો છે, તો આગળ વધી ક્યારેક કિસ્મત પાધરી નહીં આવે એમ શા માટે માનવું ?'

અને એનો આશાતંતુ ઢીલો ન પડ્યો.

એણે પોતાનો પુરુષાર્થ વણથંભ્યો ચાલુ રાખ્યો.



વન્તુકર નગરની હીરાની ખાણોની નજીકમાં એક બાવાજી રહે. એમનું નામ દિવાકર. લોકો એમને યોગી તરીકે ઓળખતા. હીરાની પરખમાં અને ખાણોમાંથી હીરા શોધી કાઢવાની વિદ્યામાં એ યોગી નિપુણ લેખાતા. એ બાબતમાં ઘણા એમની સલાહ લેવા પણ આવતા.

વિશાખદત્તને ધીમે ધીમે યોગી દિવાકરનો પરિચય થવા લાગ્યો. ક્યારેક ક્યારેક એ વિશાખદત્તના કામમાં વગર માગી સલાહ પણ આપતા, તેથી એને યોગી તરફ ભાવ થતો ગયો.

વિશાખદત્તની નમ્રતા, વિનયશીલતા અને ધર્મપ્રિયતા જોઈને દિવાકરે એના તરફ વિશેષ લાગણી દર્શાવવા માંડી. ધીમે ધીમે બન્ને વચ્ચે આત્મીયતાના તાણાવાણા વણાવા લાગ્યા, દિવસમાં એક વાર મળીને નિરાંતે વાતો ન કરે તો એમને ચેન જ ન પડે !

એક દિવસ યોગી દિવાકરે લાગણીભીના સ્વરે એ વિશાખદત્તને કહ્યું : "મહાનુભાવ, હીરાની ખાણો ખોદાવતાં તમને જે ભારે મહેનત અને કષ્ટ ઉઠાવવાં પડે છે, તે હવે

મારાથી જોઈ શકાતાં નથી. ગમે તેમ કરીને એનું નિવારણ કરવું જોઈએ."

વિશાખદત્તે વિનમ્ર બનીને કહ્યું: "યોગીરાજ, પણ જ્યાં ભાગ્ય જ એવું હોય ત્યાં માનવી બિચારો શું કરે? ભાગ્ય જાગે ત્યાં લગી પુરુષાર્થ કરવો જ રહ્યો—ક્યારેક તો છેવટ નસીબ ઊઘડશે જ એવી દૃઢ આસ્થા રાખીને! અને મહેનતથી કંટાળીએ તો કેમ કામ ચાલે? સિંહ જેવો સિંહ પણ જો સૂઈ રહે તો એનું ભક્ષ્ય થોડું જ એના મોઢામાં આવીને પડે છે? તો પછી અમે તો કોણ માત્ર? છતાં આપની પાસે કોઈ બીજો માર્ગ હોય તો કૃપા કરીને બતાવો! હું તૈયાર છું."

દિવાકરે વધુ લાગણી બતાવતાં કહ્યું: "ભાઈ, એવો કાંઈક ઉપાય મારી પાસે છે એટલે તો હું વાત કરું છું. તમારી નમ્રતા ભક્તિપરાયણતા અને પ્રેમે મને પરવશ બનાવી દીધો છે. હું તમારા ઉપર ખૂબ પ્રસન્ન છું. મારી વિદ્યાસિદ્ધિ તમારા જેવા ધર્માત્માનું દુઃખ દૂર કરવામાં કામે નહીં લાગે તો પછી એનો બીજો ઉપયોગ પણ શું છે? જરા સાંભળો, મારા ગુરુની કૃપાથી મને ધરણીકલ્પ નામની વિદ્યા પ્રાપ્ત થઈ છે. અને એ વિદ્યાના પ્રતાપે કઈ ધરતીના પેટાળમાં શું શું ભર્યું છે, એ હસ્તામલકની જેમ હું સ્પષ્ટ જોઈ શકું છું."

જાણે પોતાના કથનની અસર માપતા હોય એમ દિવાકર વિશાખદત્તની સામે જોઈ રહ્યા. વિશાખદત્ત પણ મુગ્ધ બનીને એમની વાત સાંભળી રહ્યો.

યોગીએ પોતાની ચમત્કારી વાત આગળ ચલાવી "મારી એ વિદ્યાના બળે, અહીં રહ્યો રહ્યો, હું દીવા જેવું સ્પષ્ટ જાણી શકું છું કે અહીંથી પૂર્વ દિશામાં, ત્રણ કોશ દૂર, કાત્યાયની

ચંડિકા દેવીનું મંદિર આવેલું છે. એ મંદિરના આગળના ભાગમાં મોટો ધનભંડાર દટાયેલો પડ્યો છે—પૂરા પાંચ કરોડ સોનૈયા જેટલો! પૂજન-યજનથી એ દેવીને પ્રસન્ન કરીને એ ભંડાર તમને અપાવવા હું ઇચ્છું છું. તમારા જેવા ભક્તનું ભલું કરવાનો મારી પાસે આ માર્ગ છે; અને એ માર્ગ રામબાણ જેવો અચૂક છે. બોલો, તૈયાર છો ને?"

શ્રેષ્ઠી બિચારો ડઘાઈ જ ગયો. ક્યાં અત્યારની 'આજ રળવું અને કાલ ખાવું' જેવી દરિદ્રતા, અને ક્યાં, જિંદગીમાં જેની કલ્પના પણ ન કરી હોય એવા, પાંચ કરોડ સોનૈયા? પણ એનું મન આવી વાતને સાચી માનવાનો ઈનકાર કરવા લાગ્યું; એનાથી પુછાઈ ગયું:

"ભલા યોગીરાજ, એ ધનભંડાર અત્યાર સુધી આપે કેમ ત્યાં જ રહેવા દીધો? એને આપે પોતે કેમ બહાર ન કાઢી લીધો?"

યોગીએ સ્મિત કરીને કહ્યું: "મહાનુભાવ, તમારી શંકા સાચી છે—કોઈને પણ આવી શંકા થાય; પણ એમ થવાનું કારણ છે. જરા મારી વાત સાંભળો."

શ્રેષ્ઠી આશ્ચર્યમુગ્ધ બનીને સાંભળી રહ્યો. દિવાકરે પોતાની વાત કહેવા માંડી:

"ગંગા નદીની પાસે આવેલ અરવણ નામનો નેસડો એ મારું મૂળ વતન. અમે વર્ણે બ્રાહ્મણ. મારા પિતાનું નામ જલણ વિપ્ર. યુવાવસ્થામાં જ હું કુસંગે ચડી ગયો અને મને અનેક વ્યસનો વળગ્યાં. એ વ્યસનોએ મને ઘરચોર બનાવ્યો. મારા આવા અપકૃત્યોથી ગુસ્સે થઈને એક વાર પિતાજીએ મને ઘરમાંથી કાઢી મૂક્યો. મને તો ભાવતું હતું ને વૈદે કહ્યા

જેવું થયું. હવે મારા સ્વચ્છંદનો આરો ન રહ્યો.

"રખડતો રખડતો હું શ્રીપર્વત નામે સ્થાને જઈ પહોંચ્યો. ત્યાં એક ગુફામાં એક યોગીને ધ્યાનમગ્ન જોઈને હું એમનાં ચરણોમાં બેસી ગયો. યોગી મારા ઉપર પ્રસન્ન થયા અને હું એમનો શિષ્ય બની ગયો."

"સમય જતાં મારા વિનય અને ભક્તિથી એ યોગી તુષ્ટમાન થયા અને મને એમની કેટલીક સિદ્ધિઓ શિખવાડવાની કૃપા કરી.

આ ધરણીકલ્પ વિદ્યા પણ એ મહાગુરુની કૃપાનું જ ફળ છે. પણ એ વિદ્યા આપતી વખતે ગુરુજીએ મને ચેતવણી આપી કે 'આ વિદ્યાનો ઉપયોગ તારા પોતાના સ્વાર્થને માટે કે કોઈ અધર્મી જીવ ઉપર ઉપકાર કરવા માટે કરવાનો નથી, એમ કરીશ તો તારી એવિદ્યા લુપ્ત થઈ જશે. અવસરે યોગ્ય સુપાત્રને અર્થે જ એનો ઉપયોગ કરવો.'

"ગુરુની એ શિખામણ મેં માથે ચડાવી અને હું રવાના થયો. અને ત્યારથી અત્યાર સુધી યોગ્ય પાત્રની રાહમાં એ ધનભંડારની વાત કોઈને ન કરી. આજે તારા જેવું ધર્મી સુપાત્ર મળવાથી એ ધનભંડાર તને મળે એવી મને ભાવના થઈ આવી છે.

વિશાખદત્તને હવે કશું પૂછવાપણું ન રહ્યું. એનું મન તો જાણે કરોડો સોનૈયાઓના ઢગમાં આળોટવા લાગ્યું. સંપત્તિએ જન્માવેલ સુખસાહ્યબી અને વૈભવવિલાસની કંઈ કંઈશાખાઓ ઉપર એનું મનમર્કટ કૂદાકૂદ કરી રહ્યું. ધન આવતું હોય —અને તેય આટલી સહેલાઈથી અને કરોડો સોનૈયા જેટલું વિપુલ—તો ભલા કોને લોભ ન વળગે? સોનું દેખીને જો

મુનિવર પણ ચળતા હોય તો આ તો ધનનો અર્થી ગૃહસ્થ-માત્ર જ હતો ને !

એને થયું : ક્યારે વખત પાકે અને ક્યારે ધન મળે ? આવું આકડે મધ તો એણે કદી સ્વપ્નમાંય જોયું ન હતું. હવે વાર કેટલી ?

એ તો નત મસ્તકે યોગી દિવાકરની વાતનો સ્વીકાર કરી રહ્યો.

વાતનો બંધ વાળતાં દિવાકરે કહ્યું : " સારા કામમાં સો વિઘન, એટલે શુભ કામને જલદી પાર પાડવું જ સારું ! કાત્યાયની ચંડિકા દેવીને પ્રસન્ન કરવાની પૂજાસામગ્રી લઈને આજે મધ્ય રાત્રિએ જ આપણે એના મંદિર તરફ રવાના થઈશું. તમે બધી સામગ્રી સાથે તૈયાર થઈ રહેજો. જવાનો વખત થશે એટલે હું અહીં આવીને તમને સાદ કરીશ; મારો સાદ સાંભળતાં જ તમે આવી પહોંચજો. "

પછી દિવાકરે પૂજાપામાં શું શું લાવવું એ સમજાવ્યું અને એ પોતાને સ્થાને ગયો.

વિશાખદત્ત તો આજે હર્ષઘેલો થઈ ગયો હતો. એને થતું હતું : એની વાત નહીં પણ સિત્તેર પેઢીનું દારિદ્ર આજે ફીટવાનું હતું !

એણે બધો પૂજાપો ઊંચી જાતનો ભેગો કરી લીધો—એમાં ખર્ચ કરવામાં જરાય લોભ ન કર્યો ! હવે તો ક્યારે વખત થાય અને ક્યારે ઊપડીએ, એની જ એને તાલાવેલી લાગી. એક એક ઘડી જાણે એક એક દિવસ જેવી લાંબી થઈ પડી ! વખત શેં વીતે ?

આજે તો એનું રોમ રોમ ધનના વિચારથી જ ઘેરાઈ ગયું હતું. ધનના લોભે એના વિવેકને પણ જાણે આવરી લીધો

હતો. પોતે કેવો પૂજાપો ભેગો કર્યો હતો, એવા પૂજાપાનો અર્થ શો હતો, અને એનાથી થતી પૂજા કેવી થવાની હતી, એનું પણ એણે ભાન ન હતું.

સૂરજ આથમ્યો, રાત પડી, મધ્યરાત્રીનો વખત થવા આવ્યો, અને યોગી દિવાકર આવી પહોંચ્યા. વાતો કરતાં કરતાં બન્ને ચંડિકાના મંદિરે પહોંચી ગયા.

દિવાકરે વિશાખદત્તને કહ્યું : "હવે આપણો સમય થઈ ગયો છે. આપણે આપણું કામ જલદી પૂરું કરવું જોઈએ. તમે અંદર જઈને દેવી કાત્યાયનીનું પૂજન કરો. હું મંદિરના બારણા પાસે મંડળ આળેખી એનું પૂજન કરીને આપણા કામની તૈયારી કરું છું."

યોગી બહાર રહ્યા અને વિશાખદત્ત મંદિરમાં પ્રવેશ્યો. પણ મંદિરનું અંદરનું દૃશ્ય જોઈને શ્રેષ્ઠી તો સ્તબ્ધ જ થઈ ગયો. એનું અંતર જાગી ઊઠ્યું. અને એ વિચારમાં ઊતરી ગયો. એને થયું : 'ક્યાં સમગ્ર વિશ્વનું કલ્યાણ કરનારી શ્રીશક્તિ સ્વરૂપ દેવી અને 'ક્યાં પશુ અને નરનો બલિ લેનારી પ્રચંડ, ભયંકર, બીભત્સ આ કાત્યાયની ચંડિકા ?'

એનું મન પોકારી રહ્યું : 'આવી હિંસક દેવીનું હું પૂજન કરું ? ક્યાં મારો દેવ ? ક્યાં મારા ગુરુ ? અને ક્યાં મારો ધર્મ ? અહિંસા, દયા અને કરુણાનો વ્રતધારી હું આજે ધનના લોભે આ શું કરવા તૈયાર થયો છું ? ધનના લોભે હું કાર્ય-અકાર્ય, ધર્મ-અધર્મ, અહિંસા-હિંસા એ બધું જ વીસરી ગયો ? ના, ના, આવું પાપનું ધન મારે ન ખપે ! સર્યું આવા ધનથી ! ભલો હું અને ભલી મારી દરિદ્રતા !'

અને એ દોડીને એકીશ્વાસે—જાણે પાછળ કોઈ પ્રેત

પડ્યું હોય એમ—મંદિરની બહાર નીકળી ગયો. પછી યોગી પાસે આવીને પોતાના મનની વાત એણે કહી સંભળાવી :

"દિવાકરજી, તમે યોગી થઈને મને આવે માર્ગે લઈ આવ્યા ? આવો અધર્મ તમે મારે હાથે આચરાવવા ઇચ્છો છો ? પણ એમાં તમારો શો દોષ ? લોભિયા હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે—એમ કહેવાય છે તે એમાં ધુતારાનો શો વાંક કાઢવો ? મારા લોભે જ મને કુમતિ સુઝાડી અને કુમાર્ગે દોર્યો ! પાંચ કરોડ સોનૈયા કંઈ રસ્તામાં રઝળતા પડ્યા ન હોય, એટલું ય હું ન સમજી શક્યો ! લોભે મારી બુદ્ધિને જ બહેરી બનાવી દીધી હતી. પણ હવે મારા ધર્મે મને માર્ગ બતાવી દીધો છે. તમે તમારા માર્ગે જાઓ અને મને મારે માર્ગે જવા દો. આપણા માર્ગ હવે કાયમને માટે જુદા પડે છે."

પળવાર તો યોગી આ સાંભળી રહ્યો; પણ એ હવે આવી વાતો માટે તૈયાર ન હતો. પોતાના શિકારને આમ છટકી જતો જોઈને એ રાતોપીળો થઈ ગયો.

મૂળ વાત આમ હતી : યોગીનો સ્વાંગ સજીને ફરતા એ બાવાજી દિવાકરને કાત્યાયની ચંડિકા દેવીને એક નરબલિ ચઢાવવાની પ્રતિજ્ઞા હતી. એ પ્રતિજ્ઞા પૂરી કેવી રીતે થાય એની એ હમેશા ચિંતા કર્યા કરતા. એવામાં એમને આ ભલો–ભોળો શેઠ ભેટી ગયો. એટલે એ પોતાનું કામ પૂરું કર્યા વગર એને છોડે એમ ન હતો. આવો બત્રીશ લક્ષણો નર બીજે ક્યાં મળવાનો હતો ?

એણે આંખોને લાલચોળ કરીને અને ચહેરાને વિકરાળ બનાવીને બિહામણે સ્વરે વિશાખદત્તને કહ્યું :

"શેઠજી, પાંચ કરોડ સોનૈયા એમ રસ્તામાં થોડા પડ્યા

હતા કે ચાલી નીકળ્યા'તા ઉપાડી લેવા ? માથું આપે એ માલ જમે. હવે તો તમારું માથું વધેરીને કાત્યાયની ચંડિકાના ચરણોમાં મૂક્યે જ છૂટકો છે! આ દુનિયામાં તમારાં સૌએ વર્ષ પૂરા થઈ ગયાં સમજો! તમારો આ લોક તો જાણે બગડયો; પણ હવે પરલોક સુધારવો હોય તો ઇષ્ટદેવનું સ્મરણ કરી લો અને જલદી તૈયાર થઈ જાઓ ! દેવી તમારા ભોગની આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યાં છે. હવે વિલંબ ન કરો !"

વિશાખદત્ત સમજી ગયો કે મામલો જીવ સટોસટનો છે, અને હવે એમાંથી બચવું મુશ્કેલ છે.

વિશાખદત્ત પોતાના કમોતની ગત જોઈ રહ્યો!



વિશાખદત્તની મોતની પળો ગણાતી હતી.

યોગી દિવાકર પોતાની કામના પૂરી થવાના આનંદમાં ખડખડાટ અટ્ટહાસ્ય કરી રહ્યો હતો: "હે દેવી! હે માતા! આજે તારું ઋણ હું અદા કરી શકીશ. કેવો બત્રીસ લક્ષણો નર મળી ગયો! જગદંબા ! એ પણ તારી જ કૃપા! હવે વિલંબ નહીં કરું મા!"

દિવાકરે આનંદમાં મસ્ત બનીને ફરી અટ્ટહાસ્ય કર્યું. એના પડઘા આખા મંદિરમાં ગાજી રહ્યા. વીજળીના જેવી ચમકતી ધારદાર છરી એના હાથમાં તોળાઈ રહી: હમણાં વિશાખદત્તના દેહ ઉપર પડી અને હમણાં બધો ખેલ ખલાસ! વિશાખદત્તની આંખે અંધારાં આવવાં લાગ્યાં!

મોતને અને વિશાખદત્તને જાણે વેંતનું જ છેટું રહ્યું: આ છરી પડી કે પડશે!

મંદિરમાં પણ જાણે સ્તબ્ધતા વ્યાપી રહી.

યોગીએ છરીને છેલ્લો વેગ આપવા હાથને સાબદો કર્યો. પણ અરે! આ શું? એ હાથ એમ જ કેમ તોળાઈ રહ્યો? જરાય ચસકે કાં નહીં?

યોગી અને શ્રેષ્ઠી બન્ને વિસ્મિત બનીને જોઈ રહ્યા : જોયું તો એક સૌમ્ય છતાં કદાવર પુરુષે, અણીને વખતે, દિવાકરના હાથને પોતાના હાથથી મજબૂત રીતે પકડી લીધો હતો; અને એમ કરીને એણે દિવાકરની બધી બાજી ધૂળમાં મેળવી હતી!

યોગી શરમિંદો બનીને મોં ફેરવી ગયો.

શ્રેષ્ઠી વિશાખદત્ત એ નવા પુરુષના ચરણોને વંદી રહ્યો ને બોલ્યો. "પરોપકારી પુરુષ, આપ?"

ધન નામના એ પુરુષે એટલું જ કહ્યું : "મહાનુભાવ! હું એક શ્રમણ છું. મારા હાથે એક મહાદોષ થયો; અને એ માટે મને મારા ગુરુદેવે પારાચિંતક× નામનુ મહા પ્રાયશ્ચિત્ત આપ્યું, એ પ્રાયશ્ચિત્તને પૂરું કરવા હું મથી રહ્યો છું.

"મારા હાથે થયેલ એ મહાદોષના પ્રાયશ્ચિત્તનો એક અંશ આજે પૂરો થયો; એટલે અંશે હું કૃતકૃત્ય થયો. આ કૃત્યથી જેમ તમારું કલ્યાણ થયું તેમ મારુ પણ કલ્યાણ થયું.

"મહાનુભાવ, તમે હીરાની ખાણને શોધાવી રહ્યા છો, પણ હું તમને તમારા શાશ્વત હીરાની ખાણ બતાવવા આવ્યો છું. એ હૃદયમાં છે. બહારના હીરા તો તમારું દુઃખ વધારશે હૃદયમા જે ધર્મરૂપી, કરુણારૂપી, મૈત્રીરૂપી હીરાની ખાણ છે, એને ખોદો અને હીરા મેળવો!"

વિશાખદત્ત એ પુરુષનાં ચરણોમાં ઝૂકી રહ્યો.*

× કોઈ રાજાને પ્રતિબોધવા જેવા મહાન કાર્યથી પાર પડે એવું પ્રાયશ્ચિત.

* 'કથારત્નકોશ' ને આધારે

## ૨



## જાગૃત આત્મા

મધ્યાહ્નનો સમય હતો.

નગરની મધ્યમાં આવેલું ધર્માગાર આજે ધર્મસૂત્રોના મધુર નાદોથી ગુંજી ઊઠયું હતું.

સ્થંડિલ (શૌચ) ગયેલા આર્ય સિંહગિરિ પાછા ફર્યા અને આ શાસ્ત્રધ્વનિ એમના કાને પડ્યો.

આચાર્ય ધર્માગારના દ્વારે ઊભા થઈ રહ્યા અને વિચારવા લાગ્યાઃ 'આ વેળાએ આ સ્વાધ્યાયનો ધ્વનિ કેવો ? અત્યારે તો આહારની વેળા છે. શું ભિક્ષા લેવા ગયેલા મુનિઓ ભિક્ષા લઈ ને પાછા પણ આવી ગયા ! અને સ્વાધ્યાયમાં નિરત થઈ પણ ગયા ? મને શું આટલો બધો વિલંબ થયો ?'

આચાર્ય સિંહગિરિ તો સદા સાવધ રહેનાર પુરુષ: સંયમ-યાત્રામાં જરાય ખામી આવવા ન દે; અને એક પળમાત્રનોય પ્રમાદ ન સેવે.

એમને આજનો ક્રમ રોજ કરતાં કંઈક જુદો જ લાગ્યો. આમ કેમ થયું ?–એની ચિંતામાં એ પડી ગયા.

અને શાસ્ત્રપાઠનો ધ્વનિ તો સતત આવ્યા જ કરતો હતો–

જાણે કોઈ જ્ઞાની ગુરુ ઉચ્ચ સ્વરે પોતાના શિષ્યોને શાસ્ત્ર-વાચના આપતા ન હોય!

આર્ય સિંહગિરિએ ધીમેથી અંદર નજર કરી, અને તેઓ ભારે અચરજમાં પડી ગયા. એમણે જોયું કે અંદર તો વજ્રમુનિ એકલા જ પોતાના આસને બેઠા છે, અને ભિક્ષાએ ગયેલ મુનિઓનાં આસનોને પોતાની આસપાસ ગોઠવીને, વાચનાચાર્યની જેમ, આગમશાસ્ત્રનો પાઠ આપી રહ્યા છે— જાણે અનેક શિષ્યોના વિદ્યાગુરુ ન હોય!

વજ્રમુનિ તો બાળયોગી. પારણે ઝૂલતાં ઝૂલતાં અગિયાર અંગોને અવધારણ કરનાર એ તો મહાપ્રાજ્ઞ મુનિ. એ યૌવનને બારણે પહોંચ્યા અને એમની પ્રજ્ઞા પાંગરવા લાગી. શાસ્ત્રો અને એના અર્થો તો જાણે એમના કોઠામાં વસી ગયાં હતાં. એમનું જ્ઞાન શ્રમણસંઘને જ્ઞાની બનાવવા તલસી રહ્યું: જ્યોતિથી જ્યોતિ પ્રગટાવવામાં જ જ્યોતિ કૃતકૃત્ય થાય ને!

આજે આર્યવજ્રની એ ઊર્મિ અદમ્ય બની ગઈ. જ્ઞાન-દાતા ગુરુ બનવાનો ખેલ ખેલવાનું એમને મન થઈ આવ્યું સમય પણ અનુકૂળ મળી ગયો. ગુરુ આર્ય સિંહગિરિ બહાર ગયા હતા, અન્ય ભિક્ષુઓ પણ ભિક્ષાચર્યા માટે બહાર ગયા હતા, ધર્મશાસ્ત્રમાં સાવ એકાંત હતું: આર્ય વજ્રને ભાવતું મળી ગયું. એમણે બધા ભિક્ષુઓનાં આસનો પોતાની આસ-પાસ ગોઠવી દીધાં, અને પોતે પોતાનું કાર્ય શરૂ કર્યું. શાસ્ત્રપાઠોના સ્વરો બધે રેલાવા લાગ્યા.

આર્ય સિંહગિરિને લાગ્યું કે જાણે સરસ્વતી જ પોતાના મુખે શાસ્ત્રપાઠોનું ગાન કરી રહેલ છે: શું એ શુદ્ધિ અને શું

એ અર્થગંભીરતા! ગુરુના અંતરમાં પ્રસન્નતાનાં અજવાળાં પથરાઈ રહ્યાં. પોતાના જ્ઞાનનો આવો વારસદાર જોઈ ને આચાર્ય પરમ સંતોષ અનુભવી રહ્યા.

પણ એ સંતોષ વ્યક્ત કરવાની આ વેળા ન હતી.

સૂરિજીએ વિચાર્યું : 'વજ્ર જો જાણી જાય કે ગુરુ આ ખેલ જોઈ ગયા છે, તો એ શરમાઈ જાય. અને એની ઊર્મિ કદાચ કરમાઈ પણ જાય. માટે એને સાવધ કરીને જ અંદર પ્રવેશવું ઉચિત છે.'

અને આર્ય સિંહગિરિએ ઉચ્ચ સ્વર કરીને ધર્માગારમાં પ્રવેશ કર્યો.

મુનિ વજ્ર સાવધ બની ગયા, અને બધું યથાવત્ ગોઠવી દીધું. ભિક્ષાએ ગયેલા મુનિવરો પણ પાછા આવી ગયા.

જાણે કાંઈ જ બન્યું નથી એમ સૌ પોતપોતાના કાર્યમાં લાગી ગયા.

પણ આર્ય સિંહગિરિનું મન ચૂપ ન હતું. એ હમેશાં વિચારતા 'પંખીને પાંખો આવી ગઈ છે, હવે એને મુક્તપણે ઉડ્ડયન કરવા દેવું ઘટે. જ્ઞાની શિષ્યની જ્ઞાનગંગાને સ્વેચ્છાએ વહેવાનો અવસર આપવો ઘટે!'

અને એક દિવસ એમણે પોતાના ભિક્ષુસંઘને કહ્યું : "અમે થોડો સમય આસપાસના પ્રદેશમાં વિહરીશું. તમે સૌ જ્ઞાનધ્યાનમાં નિરત રહી તમારી સંયમયાત્રાને શોભાવજો! પ્રમાદ કદી કરશો નહીં."

શિષ્યોએ પૂછ્યું : "ભગવંત, આપ જશો તો પછી અમને શાસ્ત્રનું અધ્યયન કોણ કરાવશે?"

આચાર્યે કહ્યું: "મુનિવજ્ર તમને અધ્યયન કરાવશે."

આર્ય સિંહગિરિ અન્યત્ર વિહરી ગયા. પાછળ આર્ય વજ્રે જાણે જ્ઞાનની સરિતા વહાવવા માંડી. ભિક્ષુસંઘ એમના જ્ઞાનથી પ્રસન્ન થઈ ગયો.

થોડા દિવસમાં આચાર્ય પાછા આવ્યા. એમણે જોયું કે મુનિસંઘ શાસ્ત્રાભ્યાસમાં નિમગ્ન બની ગયો છે; અને સૌ કોઈ આર્ય વજ્રના જ્ઞાનની પ્રશંસા કરી રહ્યા છે.

પોતાથી સવાયો નીવડે એવા શિષ્યને જોઈને આર્ય સિંહગિરિ હર્ષ અને ધન્યતા અનુભવી રહ્યા.



આર્ય વજ્રની સંયમયાત્રા જ્ઞાન અને ચારિત્રના માર્ગે આગળ વધતી હતી. જ્ઞાનની તો જાણે ત્યાં પરબ મંડાઈ ગઈ હતી.

કુશળ વેપારી એક તરફ પોતાનો માલ વેચતો જાય અને બીજી તરફ નવો નવો માલ ખરીદતો જાય : આર્ય વજ્ર પણ છેવટે એક વ્યવહારિયાના જ પુત્ર હતા; તો પછી એ આ કળામાં કેમ પાછા પડે?

એક તરફ મુનિસંઘને જ્ઞાનનું દાન કરવામાં એમના ઉત્સાહમાં પૂર આવતું, તો બીજી તરફ નવાં નવાં શાસ્ત્રોનું અધ્યયન કરવા માટે એમનું મન તલસી રહેતું. એમની જિજ્ઞાસાને જાણે કોઈ સીમા ન હતી.

આર્ય સિંહગિરિ પણ હમેંશા એ જ ચિંતા સેવતા કે મુનિવજે મારી પાસેથી જેટલું જ્ઞાન મળી શકે એમ હતું તે તો મેળવી લીધું છે. હવે આગળનું જ્ઞાન એને કોની પાસેથી મળે? દસ પૂર્વનું જ્ઞાન તો હજી મેળવવું બાકી હતું. એ માટે કંઈક તો કરવું જોઈએ.

તે કાળે આચાર્ય ભદ્રગુપ્તસૂરિ અવંતીનગરીમાં રહેતા હતા. એ જેવા વયોવૃદ્ધ તેવા જ જ્ઞાનવૃદ્ધ અને એમનું ચારિત્ર પણ એવું જ અણીશુદ્ધ. દશ પૂર્વના જ્ઞાનના એ ધારક હતા. સર્વ શાસ્ત્રો જાણે એમને હૈયે વસી ગયાં હતાં. એમની તોલે આવે એવા શાસ્ત્રજ્ઞ તે કાળે બીજા કોઈ ન હતા.

જિંદગીના આરે બેઠેલા આચાર્ય ભદ્રગુપ્તને ઘણી વાર ચિંતા થઈ આવતી : શાસ્ત્રઅધ્યયન તો અનેક શિષ્યોએ કર્યું છે, પણ આ પૂર્વજ્ઞાનને ઝીલનાર પાત્ર મળવું હજી બાકી છે, સિંહલના દૂધને ઝીલી શકે એવું કોઈ પાત્ર મળી આવે તો કેવું સારું! નહીં તો, આ જ્ઞાનનો ભંડાર શું આ કાયાની સાથે જ વિલીન થવા સર્જાયો હશે?

જેમ જેમ જિંદગીનો છેડો નજીક આવતો ગયો, તેમ તેમ એમની ચિંતા વિશેષ ઘેરી થવા લાગી; હવે તો જાણે એમને સુપાત્ર મુનિની રાતદિવસ ઝંખના જ રહ્યા કરતી.

એક દિવસ આથમતી સંધ્યાએ આચાર્યનું મન આ ચિંતાથી જ ભરાઈ ગયું. એમનું રોમરોમ જાણે એ ચિંતાના જ પડઘા પાડતું હતું.

આચાર્ય ભદ્રગુપ્ત એ વિચારમાં જ નિદ્રાધીન થયા. એમની એ રાત નિદ્રા અને ચિંતાની ફૂલગૂંથણીમાં જ પસાર થઈ.

સવારે આચાર્યે ભિક્ષુઓને કહ્યુ "રોજ સ્વપ્ન વગરની નિદ્રા લેનાર મને આજે એક સુંદર સ્વપ્ન આવ્યું: મારા હાથમાં રહેલ દૂધે ભરેલું પાત્ર લઈને કોઈ પી ગયું ! પીનારના મુખ ઉપર અજબ પ્રસન્નતા રમતી હતી. આ સ્વપ્ન અવશ્ય ફળવું જોઈએ."

સૌ સ્વપ્નફળની વિચારણામાં પડ્યા.

આ બાજુ આર્ય સિંહગિરિજી પણ કેટલાક વખતથી વિચારતા હતા :

"મુનિ વજ્રને આચાર્ય ભદ્રગુપ્ત પાસે પૂર્વનું જ્ઞાન મેળવવા મોકલવા જોઈએ, એમના જેવા મહાજ્ઞાનીને આવો પ્રજ્ઞાપ્રૌઢ શિષ્ય મળે તો સુવર્ણમાં સૌરભનો યોગ થાય."

અને આ વિચારને અમલમાં મૂકવા એમણે દશપુરનગરથી થોડા દિવસ પહેલાં જ આર્ય વજ્રને અવંતી તરફ ભદ્રગુપ્ત-સૂરિ પાસે રવાના કર્યા હતા.

આર્ય વજ્ર વિચારતાં વિચારતાં એ જ દિવસે અવંતી આવી પહોંચ્યા, અને સૂર્ય થોડોક ઊંચે ચડ્યો ત્યાં એ મુનિ આચાર્ય ભદ્રગુપ્તના ચરણોમાં પહોંચી ગયા.

આચાર્યને પોતાનું સ્વપ્ન તરત ફળ્યું લાગ્યું.

આર્ય વજ્રે વિનયપૂર્વક પોતાને પૂર્વનું જ્ઞાન આપવાની ભિક્ષા માગી આચાર્ય ભદ્રગુપ્તની આંખો હર્ષાશ્રુથી ભીની થઈ, એ ફક્ત એટલું જ બોલ્યા : "વત્સ ! તારી જ તો રાહ જોતો હતો !"

આર્ય વજ્રને તો ભૂખ્યાને ઘેબર મળ્યા જેવું થયું. એ તો મનન જાગન ગ્રહીને જ્ઞાનસાધનામાં લીન બની ગયા.

ગુરુ અને શિષ્ય જાણે એક આત્મરૂપ બની ગયા. ગુરુ જ્ઞાન આપતા થાકતા નથી; શિષ્ય જ્ઞાન લેતાં ધરાતો નથી. ગુરુ પોતાની જાતને ધન્ય ધન્ય માને છે, શિષ્ય પોતાના જીવનને બડભાગી માને છે.

અને એક દિવસ જ્ઞાની આર્ય વજ્ર મહાજ્ઞાની દશપૂર્વધર બનીને, આચાર્ય ભદ્રગુપ્તને છેલ્લી ચરણવંદના કરીને, પોતાના ગુરુ આર્ય સિંહગિરિ પાસે જવા રવાના થયા.

સંઘે મહાજ્ઞાની આર્ય વજ્રને આચાર્યપદે સ્થાપી પોતાના નાયક બનાવ્યા.



દુનિયા પણ ભારે અજબ અને દોરંગી છે.

કોઈ ભોગ-વિલાસને માટે પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરે છે અને કોઈ ત્યાગને માટે સર્વસ્વનો ત્યાગ કરે છે. કોઈ ભોગની માળા જપ્યા કરે છે, તો કોઈ ત્યાગનું સ્વાગત કરે છે, કોઈને સંસાર ગમે છે, તો કોઈ સંસારના વિરહને ઝંખ્યા કરે છે.

પાટલીપુત્રમાં એક શ્રેષ્ઠી રહે. ધન એનું નામ. જેવું નામ એવા ગુણ. એના ઉપર લક્ષ્મીદેવીના ચારે હાથ. કરોડ રત્નોની તો એને મન કશી કિંમત નહીં.

એ ધન શ્રેષ્ઠીને એક પુત્રી રુક્મિણી :એનું નામ. યૌવનને ઉંબરે આવીને ઊભેલી: જેવી રૂપવતી એવી જ ગુણવતી.

આ રુક્મિણીએ સાધ્વીઓને મુખેથી આર્ય વજ્રસૂરિના રૂપ, ગુણ અને જ્ઞાનની ખૂબ પ્રશંસા સાંભળી.

ગોચરી પછી સૂંઠનો ઉપયોગ કરવા માટે સૂંઠની નાની સરખી ગાંઠ એમણે કાન ઉપર ચડાવી રાખી. પણ એનો ઉપયોગ કરવાનું એ વીસરી જ ગયા.

રાત્રે પ્રતિક્રમણની ક્રિયા કરતાં કાને હાથ અડયો અને પેલો ગાંઠિયો આસન ઉપર દડી પડયો. સૂરિજીનું ચિત્ત તરત જ જાગી ઊઠ્યું: 'અરે, ઔષધનો ઉપયોગ ન થયો, અને આવી વિસ્મૃતિ થઈ ગઈ! આ તો ભારે પ્રમાદ થયો કહેવાય! સાધુ-જીવનનો મોટો દોષ!'

અને પછી તો આર્ય વજ્ર વિચારે ચડી ગયા: 'આવી વિસ્મૃતિ એ તો કાળદેવતાની હાકલ! એની ઉપેક્ષા કેમ કરાય! આ વિસ્મૃતિને બહાને કાળ નજીક આવ્યાની ચેતવણી મળી! આ વિસ્મૃતિનો પણ એટલો ઉપકાર! હવે તો નવા પ્રવાસની તૈયારી જ કરવી ઘટે.'

કહે છે કે દેવોને પોતાના મૃત્યુની છ માસ પહેલાં સૂચના મળે છે, અને એ બિચારા ભારે દુઃખમાં અને શોકમાં દિવસો કાઢે છે—અપાર ધનવૈભવ અને વિલાસને છોડવાનું કોને ગમે?

પણ અહીં આર્ય વજ્રને તો ન કશો શોક, ન કશો સંતાપ. એમને મન તો આ પ્રસંગ કોઈ વધારે સારે સ્થાને જવાનું હોય એવો આનંદનો પ્રસંગ બની ગયો: જીર્ણ કલેવર તજવાનું; નવું કલેવર મેળવવાનું!

સૂરિજીએ ભિક્ષુસંઘને પોતાનો કાળ પાકી ગયાની વાત કરીઃ "ભિક્ષુઓ, કાળના એંધાણ કળાઈ ગયાં. અત્યાર સુધી જીવતર ઉજાળ્યું, હવે મૃત્યુને ઉજાળી લેવાની ઘડી આવી પહોંચી છે."

પછી એ જ્ઞાની આચાર્યે આવતા દુષ્કાળની મુસીબત સામે

સંઘને સાવચેત બનાવ્યો, પોતાના જ્ઞાનનું થઈ શકે તેટલું વિતરણ કર્યું અને પૂર્ણ આત્મજાગૃતિ સાથે અંતિમ અનશનનો નિર્ણય કર્યો.

ભિક્ષુ–ભિક્ષુણી–સંઘ ગદ્‌ગદ બની આર્ય વજ્રનો નિર્ણય સાંભળી રહ્યો!

આર્ય વજ્રે પહાડ ઉપર જઈ અંતિમ અનશન આદર્યું ન કલેશ, ન સંતાપ : સદા કાળ શાંતિ, સમતા અને સંપૂર્ણ આત્મજાગૃતિ.

એ રીતે સમાધિપૂર્વક આર્ય વજ્રે પરલોક પ્રયાણ આદર્યું

સમસ્ત સંઘ એ જાગૃત આત્માને વંદી રહ્યો : જય જય નંદા! જય જય ભદ્દા!

ગોચરી પછી સૂંઠનો ઉપયોગ કરવા માટે સૂંઠની નાની કરચી ગાંઠ એમણે કાન ઉપર ચડાવી રાખી. પણ એનો ઉપયોગ કરવાનું એ વીસરી જ ગયા.

રાત્રે પ્રતિક્રમણની ક્રિયા કરતાં કાને હાથ અડ્યો અને સૂંઠનો ગાંઠિયો આસન ઉપર દડી પડ્યો. સૂરિજીનું ચિત્ત તરત જ જાગી ઊઠ્યું: 'અરે, ઔષધનો ઉપયોગ ન થયો, અને આવી વિસ્મૃતિ થઈ ગઈ! આ તો ભારે પ્રમાદ થયો [illegible]! સાધુ-જીવનનો મોટો દોષ!'

અને પછી તો આર્ય વજ્ર વિચારે ચડી ગયા: 'આવી [illegible] એ તો કાળદેવતાની હાકલ! એની ઉપેક્ષા કેમ [illegible]: આ. વિસ્મૃતિને બહાને કાળ નજીક આવ્યાની ચેત[illegible] ' આ વિસ્મૃતિનો પણ એટલો ઉપકાર! હવે તો [illegible] તૈયારી જ કરવી ઘટે.'

[illegible] દેવોને પોતાના મૃત્યુની છ માસ પહેલાં સૂચના [illegible] બિચારા ભારે દુઃખમાં અને શોકમાં દિવસો [illegible] ધનવૈભવ અને વિલાસને છોડવાનું કોને ગમે?

એમણે શ્રેષ્ઠીને કહ્યું: "મહાનુભાવ! અમે તો કંચન અને કામિનીના ત્યાગી! આ ભોગ–વિલાસ અને આ સંપત્તિનું અમારે શું કામ? ત્યાગ, તપ અને સંયમ એ અમારો વેપાર! એમાં ઉપકારક થાય એવું કંઈક કરો. તમે અને તમારી પુત્રી પણ એ ત્રિવેણી સંગમને આરે આવો અને તમારા જીવનને પણ ઊજળું બનાવો!"

ધન શ્રેષ્ઠીનું માથું નીચું નમી ગયું.

અને કોઈ ગારુડી નાગનું વિષ ઉતારી નાખે એમ, આર્ય વજ્રે રુક્મિણીના અંતરમાંથી વિલાસની વાસાનાનું ઝેર ઉતારી નાખ્યું.

આર્ય વજ્રની જાગૃતિએ રુક્મિણીના આત્માને જાગ્રત બનાવી દીધો. વિલાસને ઝંખતી તરુણી ત્યાગમાર્ગની ભિક્ષુણી બની ગઈ.



આર્ય વજ્ર ચાર વીશી વટાવી ચૂક્યા હતા. અઠયાશી વર્ષની ઉમ્મરે પણ જાગૃતિ તો એવી ને એવી જ અખંડ હતી: ન આળસ, ન પ્રમાદ!

પણ હવે કાયાનો ડુંગર ડોલવા લાગ્યો હતો.

એક વાર સૂરિજી દક્ષિણ દેશમાં વિચરતા હતા. એમને શરદીનો ઉપદ્રવ થઈ આવ્યો. એના ઉપચાર માટે ભિક્ષામાં સૂંઠનો ગાંઠિયો મંગાવ્યો હતો.

ગોચરી પછી સૂંઠનો ઉપયોગ કરવા માટે સૂંઠની નાની સરખી ગાંઠ એમણે કાન ઉપર ચડાવી રાખી. પણ એનો ઉપયોગ કરવાનું એ વીસરી જ ગયા.

રાત્રે પ્રતિક્રમણની ક્રિયા કરતાં કાને હાથ અડયો અને પેલો ગાંઠિયો આસન ઉપર દડી પડયો. સૂરિજીનું ચિત્ત તરત જ જાગી ઊઠયું: 'અરે, ઔષધનો ઉપયોગ ન થયો, અને આવી વિસ્મૃતિ થઈ ગઇ! આ તો ભારે પ્રમાદ થયો કહેવાય! સાધુ-જીવનનો મોટો દોષ!'

અને પછી તો આર્ય વજ્ર વિચારે ચડી ગયા : ' આવી વિસ્મૃતિ એ તો કાળદેવતાની હાકલ! એની ઉપેક્ષા કેમ કરાય! આ વિસ્મૃતિને બહાને કાળ નજીક આવ્યાની ચેતવણી મળી! આ વિસ્મૃતિનો પણ એટલો ઉપકાર! હવે તો નવા પ્રવાસની તૈયારી જ કરવી ઘટે.'

કહે છે કે દેવોને પોતાના મૃત્યુની છ માસ પહેલાં સૂચના મળે છે, અને એ બિચારા ભારે દુઃખમાં અને શોકમાં દિવસો કાઢે છે—અપાર ધનવૈભવ અને વિલાસને છોડવાનું કોને ગમે?

પણ અહીં આર્ય વજ્રને તો ન કશો શોક, ન કશો સંતાપ. એમને મન તો આ પ્રસંગ કોઈ વધારે સારે સ્થાને જવાનું હોય એવો આનંદનો પ્રસંગ બની ગયો : જીર્ણ કલેવર તજવાનું; નવું કલેવર મેળવવાનું!

સૂરિજીએ ભિક્ષુસંઘને પોતાનો કાળ પાકી ગયાની વાત કરી: "ભિક્ષુઓ, કાળના એંધાણ કળાઈ ગયાં. અત્યાર સુધી જીવતર ઉજાળ્યું, હવે મૃત્યુને ઉજાળી લેવાની ઘડી આવી પહોંચી છે."

પછી એ જ્ઞાની આચાર્યે આવતા દુષ્કાળની મુસીબત સામે

સંઘને સાવચેત બનાવ્યો, પોતાના જ્ઞાનનું થઈ શકે તેટલું વિતરણ કર્યું અને પૂર્ણ આત્મજાગૃતિ સાથે અંતિમ અનશનનો નિર્ણય કર્યો.

ભિક્ષુ–ભિક્ષુણી–સંઘ ગદ્‌ગદ બની આર્ય વજ્રનો નિર્ણય સાંભળી રહ્યો !

આર્ય વજ્રે પહાડ ઉપર જઈ અંતિમ અનશન આદર્યું ન ક્લેશ, ન સંતાપ : સદા કાળ શાંતિ, સમતા અને સંપૂર્ણ આત્મજાગૃતિ.

એ રીતે સમાધિપૂર્વક આર્ય વજ્રે પરલોક પ્રયાણ આદર્યું

સમસ્ત સંઘ એ જાગૃત આત્માને વંદી રહ્યો : જય જય નંદા ! જય જય ભદ્દા !

## ૩



# અપૂર્વનો આનંદ

પચીસસો વર્ષ પહેલાંની આ વાત છે.

દશાર્ણ દેશનો રાજા દશાર્ણભદ્ર ન્યાયી, પ્રજાવત્સલ, શીલ-સંપન્ન અને ધર્મપ્રેમી હતો. લોકકલ્યાણ માટે પ્રજાનું પાલન અને આત્મકલ્યાણ માટે ધર્મનું પાલન—એ બે ચક્રો ઉપર એનો જીવનરથ ચાલતો હતો. એ સંતોષી હતો, સુખી હતો અને શાંતિનો ચાહક હતો.

ભગવાન મહાવીરના ધર્મોદ્ધારનો મંત્ર રાજા દશાર્ણભદ્ર ઉપર કામણ કરી ગયો. એ ભગવાન મહાવીરનો પરમ ઉપાસક અને પરમ ભક્ત બની ગયો. ભગવાનના ધર્મ પ્રત્યે એ અંતરની આસ્થા ધરાવતો; અને ભગવાનના જીવનની, એમના ઉપદેશની ને એમના ધર્મોદ્ધારની વાતો તે ખૂબ ભક્તિપૂર્વક સાંભળી રહેતો.

કોઈ શ્રદ્ધાળુ ભગવાનનાં દર્શન કર્યાની કે એમના શ્રીમુખે ધર્મશ્રવણ કર્યાની વાત કરતું અને રાજા દશાર્ણભદ્રનું હૃદય ગદ્ગદિત થઈ જતું, લાગણીના ભારથી દ્રવી જતું. એનું મન તો જાણે માખણનો પિંડ જ જોઈ લો.

રાજાને અહોનિશ થયા કરતું : 'ક્યારે ભાગ્ય જાગે અને

ક્યારે ભગવાનનાં પવિત્ર ચરણોથી આ ભૂમિ પાવન થાય? એમની ચરણરજથી આ જીવન ક્યારે કૃતકૃત્ય થાય?'

ચાતક જેમ મેઘની રાહ જુએ એમ રાજા દશાર્ણભદ્રનું અંતર ભગવાનના આગમનની રાહ જોઈ રહ્યું, ભગવાનના દર્શન માટે ઝંખી રહ્યું. એ મધુરી આશામાં ને આશામાં દિવસો વીતતા ચાલ્યા.

—અને એક દિવસ એ આશાના છોડવે સફળતાનાં પુષ્પો ખીલી ઊઠ્યાં.

રાજકાજમાં ગૂંથાયેલા રાજવીને એક દિવસ વનપાલે વધામણી આપી: "સ્વામી! આપના રાજ્યમાં દશાર્ણકૂટગિરિ ઉપર, શ્રવણ ભગવાન મહાવીર સમોસર્યા છે."

રાજાનું અંતર આનંદથી નાચી ઊઠ્યું. એ ત્યાં રહ્યા રહ્યા ભગવાનને ભાવપૂર્વક વંદી રહ્યા. એમને લાગ્યું કે આજે તો મારે મો માગ્યા મેહ વરસ્યા!

રાજા દશાર્ણભદ્ર વિચારે છે: 'જીવનના આ મહાધન્ય અવસરે હું શું કરું? સ્વામી તો ત્રિલોકના નાથ છે. એમનું સ્વાગત હું શી રીતે કરું?'

રાજાના અંતરમાં ભક્તિનાં પૂર ઊમટ્યાં. એ પૂર ખાળ્યાં ખાળી શકાય એમ ન હતાં. એમણે રાજમંત્રીને અને રાજકર્મચારીઓને સત્વર બોલાવ્યા.

એમને થયું: 'આવા પરમ આનંદના અવસરે આખી નગરી આનંદમાં તરબોળ બને તો કેવું સારું!' અને એમણે નિશ્ચય કર્યો, 'મારા રાજ્યની સર્વ પ્રજા અને શોભા સાથે હું આવતી કાલે પ્રાતઃકાળે ભગવાનને વંદના કરવા જઈશ.'

3



# અપૂર્વનો આનંદ

પચીસસો વર્ષ પહેલાંની આ વાત છે.

દશાર્ણ દેશનો રાજા દશાર્ણભદ્ર ન્યાયી, પ્રજાવત્સલ, શીલસંપન્ન અને ધર્મપ્રેમી હતો. લોકકલ્યાણ માટે પ્રજાનું પાલન અને આત્મકલ્યાણ માટે ધર્મનું પાલન–એ બે ચક્રો ઉપર એનો જીવનરથ ચાલતો હતો. એ સંતોષી હતો, સુખી હતો અને શાંતિનો ચાહક હતો.

ભગવાન મહાવીરના ધર્મોદ્ધારનો મંત્ર રાજા દશાર્ણભદ્ર ઉપર કામણ કરી ગયો. એ ભગવાન મહાવીરનો પરમ ઉપાસક અને પરમ ભક્ત બની ગયો. ભગવાનના ધર્મ પ્રત્યે એ અંતરની આસ્થા ધરાવતો; અને ભગવાનના જીવનની, એમના ઉપદેશની ને એમના ધર્મોદ્ધારની વાતો તે ખૂબ ભક્તિ પૂર્વક સાંભળી રહેતો.

કોઈ શ્રદ્ધાળુ ભગવાનનાં દર્શન કર્યાની કે એમના શ્રીમુખે ધર્મશ્રવણ કર્યાની વાત કરતું અને રાજા દશાર્ણભદ્રનું હૃદય ગદ્‌ગદિત થઈ જતું, લાગણીના ભારથી દ્રવી જતું. એનું મન તો જાણે માખણનો પિંડ જ જોઈ લો.

રાજાને અહોનિશ થયા કરતું : ' ક્યારે ભાગ્ય જાગે અને

ક્યારે ભગવાનનાં પવિત્ર ચરણોથી આ ભૂમિ પાવન થાય? એમની ચરણરજથી આ જીવન ક્યારે કૃતકૃત્ય થાય?'

ચાતક જેમ મેઘની રાહ જુએ એમ રાજા દશાર્ણભદ્રનું અંતર ભગવાનના આગમનની રાહ જોઈ રહ્યું, ભગવાનના દર્શન માટે ઝંખી રહ્યું. એ મધુરી આશામાં ને આશામાં દિવસો વીતતા ચાલ્યા.

—અને એક દિવસ એ આશાના છોડવે સફળતાનાં પુષ્પો ખીલી ઊઠ્યાં.

રાજકાજમાં ગૂંથાયેલા રાજવીને એક દિવસ વનપાલે વધામણી આપી : " સ્વામી ! આપના રાજ્યમાં દશાર્ણકૂટગિરિ ઉપર, શ્રવણ ભગવાન મહાવીર સમોસર્યા છે."

રાજાનું અંતર આનંદથી નાચી ઊઠ્યું. એ ત્યાં રહ્યા રહ્યા ભગવાનને ભાવપૂર્વક વંદી રહ્યા. એમને લાગ્યું કે આજે તો મારે મો માગ્યા મેહ વરસ્યા !

રાજા દશાર્ણભદ્ર વિચારે છે : ' જીવનના આ મહાધન્ય અવસરે હું શું કરું? સ્વામી તો ત્રિલોકના નાથ છે. એમનું સ્વાગત હું શી રીતે કરું?'

રાજાના અંતરમાં ભક્તિનાં પૂર ઊમટ્યાં. એ પૂર ખાળ્યાં ખાળી શકાય એમ ન હતાં. એમણે રાજમંત્રીને અને રાજકર્મચારીઓને સત્ત્વર બોલાવ્યા.

એમને થયું : ' આવા પરમ આનંદના અવસરે આખી નગરી આનંદમાં તરબોળ બને તો કેવું સારું !' અને એમણે નિશ્ચય કર્યો, ' મારા રાજ્યની સર્વ પ્રજા અને શોભા સાથે હું આવતી કાલે પ્રાતઃકાળે ભગવાનને વંદના કરવા જઈશ.'

રાજાજીએ મંત્રીઓને સૂચના આપી : "મંત્રીરાજ, જોજો, પ્રભુના સ્વાગતમાં કશી વાતની ઊણપ, કશી વાતની ખામી કે કશી વાતની ખોડ ન રહે. આજે આવ્યો છે એવો અવસર વારેવારે આવતો નથી. આજ તો આપણી જાતને અને આપણી સર્વ સંપત્તિને ધન્ય બનાવવાની ઘડી મહાપુણ્યે આવી મળી છે!"

પળવાર રાજા લાગણીના વેગમાં ચૂપ રહ્યા. પછી એમણે પોતાની વાત આગળ ચલાવી, "આપણા રાજ્યની અને પ્રજાની સર્વ શોભા ત્યાં હાજર થાય અને આપણે એ મહાપ્રભુનું એવું સ્વાગત કરીએ કે એના મધુર સ્મરણોમાં આપણાં અંતર ચિરકાળ સુધી આનંદ અનુભવ્યા કરે. ભારે આનંદનો આ અવસર છે! આનંદ આનંદ પ્રસરી રહે એટલે આપણે કૃતાર્થ થયા."

સૂર્યાસ્ત થયો અને આડી માત્ર રાત જ રહી. પણ અંતરની ઉત્સુકતા અરે આનંદની હેલીમાં એ રાત જાણે અમાપ બની ગઈ!

આનંદમગ્ન રાજાજીનું અંતર તો માત્ર એક જ ચિંતવન કરી રહ્યું હતું : 'ક્યારે પ્રાતઃકાળ થાય અને ક્યારે સર્વ શોભા સાથે હું પ્રભુના ચરણોમાં ઉપસ્થિત થાઉં?'

રાત પણ વીતી ગઈ.

પ્રભુદર્શને જવાનો સમય થઈ ગયો. રાજ્યની તમામ સામગ્રી એમાં હાજર થઈ ગઈ. ગજદળ, હયદળ, રથદળ અને પાયદળ એ ચતુરંગી સેના ભારે ભભકભર્યા સાજ સજીને ત્યાં ખડી હતી.

રાજમંત્રીઓ, નગરશ્રેષ્ઠીઓ, રાજરાણીઓ, નગરવધૂઓ અને પ્રજાજનો વૈભવશાળી વેષભૂષા સજીને આવી પહોંચ્યાં હતાં—જાણે ધરતીએ સ્વર્ગની શોભા ધારણ કરી હતી!

રાજમાર્ગો અબિલ-ગુલાલ અને પુષ્પોના પુંજોથી મઘ-મઘી ઊઠ્યા હતા. ગગનમંડળ ધ્વજ-પતાકા અને તોરણોથી દેદીપ્યમાન બની ગયું હતું. વાજિંત્રોના મધુર નિનાદો ચારેકોર રેલાઈ રહ્યા હતા.

પ્રયાણની ઘડી આવી ચૂકી અને બહુમૂલા અલંકારોથી શોભાયમાન રાજહસ્તી ઉપર આરૂઢ થઈને રાજા દશાર્ણભદ્ર આવી પહોંચ્યા. દેવોનેય દુર્લભ એવું એ દૃશ્ય હતું. જાણે કોઈ ચક્રવર્તી કે દેવરાજ ઇંદ્ર પોતે, પોતાના સર્વ આડંબર સાથે, વનક્રીડાએ સંચરતા હોય એવું ભવ્ય એ દૃશ્ય હતું!

આનંદની એક કિકિયારી કરીને રાજહસ્તીએ પગ ઉપાડ્યો; અને જાણે આખા સમારંભમાં એક જ આત્મા હોય એમ આખી માનવમેદની તાલબદ્ધ રીતે આગળ વધવા લાગી.

ડગલે ડગલે રાજા દશાર્ણભદ્રના આનંદમાં ભરતી આવવા લાગી. એ મનમાં ઉચ્ચારે છે: 'પ્રભુ, આજ હું કૃતકૃત્ય થયો; ધન્ય થયો!'

અને એ સ્વાગત-મહોત્સવ આગળ ને આગળ વધવા લાગ્યો. મહોત્સવનું આવું વૈભવશાળી અને આવું દેદીપ્યમાન સ્વરૂપ નિહાળીને રાજાનો આનંદ અતિઆનંદમાં પરિણમતો ગયો. આનંદના અતિરેકમાં રાજાને ગર્વ ઊપજ્યો. એ ખુમારીથી વિચારી રહ્યો, 'ભલા, ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનનું આવું દિવ્ય સ્વાગત કોઈએ કર્યું હશે ખરું? પ્રભુના ભક્ત તો મોટા મોટા રાજાઓ છે, પણ કોઈએ આવું સ્વાગત કર્યું હોય એ જાણ્યું નથી. ખરેખર, મેં આજ અદ્ભુત કામ કર્યું, અપૂર્વ કામ!'

જાણે કુંદન ઉપર કથીરનો ઢોળ ચડતો હોય એમ રાજાજીની ભક્તિ ઉપર ગર્વનો આછોપાતળો રંગ ચડવા લાગ્યો.

એમને પોતાને જ પોતાની ભક્તિની અપૂર્વતા ભાસવા લાગી! મનોમન પોતાની જાતને પોતાનાથી જ શાબાશી અપાઈ ગઈ!

પછી તો આનંદનું સ્થાન ગર્વે લઈ લીધું; અને રાજાજી ચિંતવી રહ્યા : 'ભલા, પોતાના આરાધ્યદેવનું આવું સ્વાગત વિશ્વમાં કોઈએ ક્યારેય કર્યું હશે ખરું? ના, ના! ખરેખર, મારું આ સ્વાગત અસાધારણ છે, અપૂર્વ છે, અદ્વિતીય છે, અજોડ છે.'

પળભર તો રાજાજીને ગર્વસમાધિ લાગી ગઈ. પછી પાછા એ વિચારવા લાગ્યા, 'કેવું અપૂર્વ સ્વાગત! આવું તો ન ભૂતો ન ભવિષ્યતિ, આ સ્વાગત અને આ ભક્તિ આગળ તો દેવોય શી વિસાતમાં! ખરેખર મારું આ સ્વાગત તો વિશ્વમાં અપૂર્વ તરીકે અમર બની જશે અને દેવરાજ ઇંદ્ર કે ચક્રવર્તીના મોંમાં પણ આંગળી નખાવી દેશે!'

ધીમે ધીમે આનંદના સ્થાને ગર્વનો કેફ રાજાજીના અંતરમા વ્યાપી ગયો રાજાજીની ભક્તિ જાણે વિભક્તિમાં પરિણમવા લાગી, પણ રાજાજીને એનું ભાન અત્યારે ક્યાંથી હોય?

અને એ રીતે રાજા દશાર્ણભદ્ર પ્રભુ મહાવીરના ચરણોમા આવી પહોંચ્યા, પ્રભુને વંદન કરીને પર્ષદામાં બેઠા.

પ્રભુના સાક્ષાત્ દર્શનનો આનંદ કંઈ ઓછો ન હતો; પણ એ આનંદના ચંદ્રને જાણે અત્યારે ગર્વનો રાહુ ગ્રસી રહ્યો હતો! રાજાના અંતરમાં બજી રહેલી આનંદની મધુર બંસી ઉપર ગર્વના ધડાકાઓ પોતાનું વર્ચસ્વ જમાવી બેઠા હતા, અને એ બંસીના સૂરોને ભરખી જતા હતા.

રાજા પોતાના સ્વાગતની અપૂર્વતાના ગર્વિષ્ઠ ખ્યાલમાં મગ્ન બનીને બેઠા હતો, અને તળાવે જઈને માનવી તરસ્યો

પાછો આવે એમ પ્રભુદર્શન પછી ધર્મસુધાનું પાન કર્યા વગર પાછા આવવું પડે એવી સ્થિતિ સર્જાતી આવતી હતી.

કોઈ એ સ્થિતિને નિવારે? કોણ એ સ્થિતિને નિવારે?



દેવોના રાજા ઇંદ્ર સભા ભરીને બેઠા હતા. એમને વિચાર આવ્યો: 'ભલા, આજે કુંદન કથીર બનવામાં કાં આનંદ અનુભવે? સોના જેવો રાજા દશાર્ણભદ્ર આજે પોતાની જાતને માટીમાં કાં રગદોળે? શું ગર્વ, અભિમાન અને અહંકારનાં માઠાં ફળ એના ખ્યાલમાં નહીં હોય? એની ભક્તિ અને એનો આનંદ આજે સર્વનાશના મુખમાં જવાની તૈયારીમાં છે—શું એનુય એને ભાન નહીં હોય? શું જન્મભરની ભક્તિને આમ પળવારના ગર્વમાં વિલીન થવા દઈ શકાય? ના, ના, આનો ઇલાજ તો કરવો જ ઘટે!' અને દેવરાજ ઇંદ્રે નિશ્ચય કર્યો, ભારે અલૌકિક ઠાઠ સાથે સ્વયં પ્રભુ મહાવીરનાં દર્શને જવાનો!

રાજા દશાર્ણભદ્ર તો હજીય, પ્રભુની સમીપ હોવા છતાં, ગર્વની માળાના મણકા ફેરવી રહ્યો હતો, અને પોતાના સ્વાગતની અપૂર્વતાના કેફમાં મસ્ત બન્યો હતો! આનંદરૂપી દૂધના મહાપાત્રમાં ગર્વરૂપી એક બિંદુ પડીને એને નકામું કરી મૂકવાની તૈયારીમાં હતું!

રાજા ગર્વમિશ્રિત આનંદમાં વિચારમગ્ન બેઠો હતો, ત્યાં આકાશ આખું દુંદુભિનાદથી ગુંજી ઊઠ્યું. પર્ષદા આખી સ્તબ્ધ બનીને જોઈ રહી. રાજા દશાર્ણભદ્ર પણ વિચારનિદ્રામાંથી ઝબકી ગયો અને એ આકાશ તરફ મીટ માંડી રહ્યો.

## ૪



# ચારિત્ર ખાંડાની ધારે છે!

તગરા નગરીના વ્યવહારિયા દત્ત શ્રેષ્ઠી અને ભદ્રા શેઠાણીના અંતરમાં એક દિવસ ઊર્મિના ઓઘ ઊભરાયા.

પણ ઊર્મિના એ ઓઘ રંગરાગ, વૈભવ-વિલાસ કે ભોગશૃંગારના ન હતા; એમાં તો તપ, ત્યાગ અને સંયમનો થનગનાટ જાગી ગયો હતો.

સુખ અને વૈભવભર્યું જીવન માણતાં દત્ત અને ભદ્રા હજી યૌવનનો માર્ગ વટાવી ન ગયાં, ત્યાં તો અમર ધર્મ-વસંતના અનોખા વાયરા એમનાં અંતરને સ્પર્શી ગયા.

એ વાયરાએ એમનાં અંતરમાં કંઈ કંઈ ફૂલો ખીલવી દીધાં એ ફૂલો હતા ત્યાગનાં, તપનાં, સંયમનાં, તિતિક્ષાનાં, વૈરાગ્યનાં

પતિ-પત્નિ વિચારતાં હતાં: 'આટઆટલાં સુખવૈભવ માણ્યાં છતાં મનને સંતોષ ન થયો; હવે પછી પણ, ગમે તેટલા વૈભવ-વિલાસ માણીશું છતાં, એને સંતોષ થશે, અને એ દિશામાંથી એ પોતાનું સુખ આનંદપૂર્વક ફેરવી લેશે, એની

ખાતરી પણ ક્યાં છે? તો પછી પાતાળકૂવા જેવા મનને ભર-ભર કરવાથી શો લાભ ? સર્યું આ વૈભવ–વિલાસથી, અને સર્યું આ ધન–સંપત્તિથી !

' એ સંપત્તિ કદી કોઈની થઈ નથી કે કોઈની સાથે કદી ગઈ નથી ! તો પછી એની પાછળ જ આખી જિંદગી શા માટે ખરચી દેવી ? કંઈક એવું કાર્ય ન કરવું કે જે આ જિંદગીના સંકેલાયા પછી પણ સાથે આવે ? '

અને પતિ–પત્નીએ એક દિવસ સંસારને તજીને વૈરાગ્યનાં ચરણ સેવવાનો સંકલ્પ કર્યો.

પણ એ સંકલ્પ પાર પાડવામાં એક મોટો અંતરાય હતો : એમનો એકનો એક પુત્ર અરણિક હજી સાવ બાળ હતો.

કાળજાની કોર જેવા, આવા લાડકવાયા પુત્રને બાલ વયે તજવા કોણ માબાપ તૈયાર થાય ? વાત્સલ્યનાં આવા બંધનોને દૂર કરવાં એ કંઈ સહેલું નથી.

માતાપિતા ભારે વિમાસણમાં પડી ગયાં. એક બાજુ વૈરાગ્યનો સાદ ગાજી રહ્યો હતો; બીજી બાજુ વાત્સલ્યનો નાદ પોકારી રહ્યો હતો. આમ વૈરાગ્ય અને વાત્સલ્ય પતિ–પત્નીના અંતરમાં ભારે મનોમંથન જગવી રહ્યાં હતાં.

એમાંય ભદ્રા માતાની સ્થિતિ તો કહી કહાય એવી ન હતી. એને થતું : ' આવા ફૂલ જેવા બાળકને કોને ભરોસે તજી દેવો ? આટઆટલી સંપત્તિ કોને સોંપવી ? અને સંપત્તિની લાલચે એનું જતન કરવાનું વચન આપનાર પણ છેવટે છેતરી નહીં બેસે એની શી ખાતરી ? '

પણ પતિપત્નીનું મનોમંથન ભારે વેગીલું હતું. એમને

# ૪



## ચારિત્ર ખાંડાની ધારો છે!

તગરા નગરીના વ્યવહારિયા દત્ત શેઠ અને ભદ્રા શેઠાણીના અંતરમાં એક દિવસ ઊર્મિના ઓઘ ઊભરાયા.

પણ ઊર્મિના એ ઓઘ રંગરાગ, વૈભવ-વિલાસ કે ભોગશૃંગારના ન હતા; એમાં તો તપ, ત્યાગ અને સંયમનો થનગનાટ જાગી ગયો હતો.

સુખ અને વૈભવભર્યું જીવન માણતાં દત્ત અને ભદ્રા હજી યૌવનનો માર્ગ વટાવી ન ગયાં, ત્યાં તો અમર ધર્મ-વમતના અનોખા વાયરા એમનાં અંતરને સ્પર્શી ગયા.

એ વાયરાએ એમનાં અંતરમાં કંઈ કંઈ ફૂલો ખીલવી દીધા એ ફૂલો હતા ત્યાગનાં, તપનાં, સંયમના, તિતિક્ષાનાં, વૈરાગ્યનાં

પતિ-પત્નિ વિચારતા હતાં: 'આટઆટલાં સુખવૈભવ માણ્યાં છતાં મનને સંતોષ ન થયો; હવે પછી પણ, ગમે
વિલાસ છતાં, એને સંતોષ થશે, અને
ફેરવી લેશે, એની

ખાતરી પણ ક્યાં છે? તો પછી પાતાળકૂવા જેવા મનને ભર-ભર કરવાથી શો લાભ? સર્યું આ વૈભવ-વિલાસથી, અને સર્યું આ ધન-સંપત્તિથી!

'એ સંપત્તિ કદી કોઈની થઈ નથી કે કોઈની સાથે કદી ગઈ નથી! તો પછી એની પાછળ જ આખી જિંદગી શા માટે ખરચી દેવી? કંઈક એવું કાર્ય ન કરવું કે જે આ જિંદગીના સંકેલાયા પછી પણ સાથે આવે?'

અને પતિ-પત્નીએ એક દિવસ સંસારને તજીને વૈરાગ્યનાં ચરણ સેવવાનો સંકલ્પ કર્યો.

પણ એ સંકલ્પ પાર પાડવામાં એક મોટો અંતરાય હતો: એમનો એકનો એક પુત્ર અરણિક હજી સાવ બાળ હતો.

કાળજાની કોર જેવા, આવા લાડકવાયા પુત્રને બાલ વયે તજવા કોણ માબાપ તૈયાર થાય? વાત્સલ્યનાં આવા બંધનોને દૂર કરવાં એ કંઈ સહેલું નથી.

માતાપિતા ભારે વિમાસણમાં પડી ગયાં એક બાજુ વૈરાગ્યનો સાદ ગાજી રહ્યો હતો; બીજી બાજુ વાત્સલ્યનો નાદ ઘેરી રહ્યો હતો. આમ વૈરાગ્ય અને વાત્સલ્ય પતિ-પત્નીના અંતરમાં ભારે મનોમંથન જગવી રહ્યાં હતાં.

એમાંય ભદ્રા માતાની સ્થિતિ તો કથી કથાય એવી ન હતી. એને થતું: 'આવા ફૂલ જેવા બાળકને કોને ભરોસે તજી દેવો? આટઆટલી સંપત્તિ કોને સોંપવી? અને સંપત્તિની લાલચે એનું જતન કરવાનું વચન આપનાર પણ છેવટે છેતરી નહીં બેસે એની શી ખાતરી?'

પણ પતિપત્નીનું મનોમંથન ભારે વેગીલું હતું. એમને

રાજાજીએ અને બીજાઓએ જોયું કે આકાશના પટાંગણમાં તો વર્ણવી ન શકાય અને જોતાં જોતાં પણ ધરપત ન થાય એવું સ્વાગત રચાઈને ભૂમિ તરફ આવી રહ્યું હતું. દેવરાજ ઇંદ્રના એક એક ઐરાવતની શોભા આગળ વિશ્વની સર્વ શોભા નગણ્ય બની જાય! શી એ મહોત્સવની શોભા! અને શું અપૂર્વ સ્વાગત!

આકાશમાં અપાર મેઘ ઊમટ્યા હોય એમ અસંખ્ય હાથીઓ ઊમટ્યા હતા; અને એક એક હાથીની શોભા ન વર્ણવી શકાય એવી અદ્‌ભુત, અપૂર્વ, અજોડ બની હતી. એક જુઓ અને એક ભૂલો!

રાજા દશાર્ણભદ્ર તો આ શોભાની અપૂર્વતામાં પોતાની અપૂર્વતા જ ક્ષણભર વીસરી ગયા; જેમ જેમ બધો ઠાઠ જોતા ગયા તેમતેમ અપૂર્વતાનો ગુમાની વિચાર મનમાંથી ચાલ્યો ગયો. ઇંદ્રના ભવ્ય સ્વાગતથી રાજાના અંતરમાં વ્યાપેલું ગર્વનું વિષ ધીમે ધીમે ઊતરવા લાગ્યું.

રાજાને થયું: 'રે, હું કેવો ભૂલ્યો! મારા આનંદના ચંદ્રને મેં મિથ્યા ગર્વથી કલંકિત કર્યો! અને તે પણ જેના નામ પર અહંકારને ત્યાગીને આત્માનો ઉદ્ધાર કરવાનો હોય એવા પ્રભુના જ નામ પર મેં મારા આત્માને મલિન બનાવ્યો!'

રાજાજીનું મન વધુ અંતર્મુખ બન્યું. ધીમે ધીમે એમાં આત્મભાવ અને આનંદની સરવાણીઓ વહેવા લાગી. એમણે પોતાની જાતને જ જાણે પ્રશ્ન કર્યો: મેં મારા સ્વાગતને અપૂર્વ કહ્યું, અજોડ માન્યું, અદ્વિતીય લેખ્યું! હું કેવો મૂર્ખ! ભલા, કયા જ્ઞાનના બળે મેં એ ગર્વ ધારણ કર્યો કે આવું સ્વાગત તો ન ભૂતો ન ભવિષ્યતિ? કયાં મારી અલ્પ શક્તિ અને કયાં

મારી નિર્બળ કલ્પનાઓ! ખરે જ, હું પ્રભુચરણ પામ્યા છતાં આખી ભીંત ભૂલ્યો!'

અને ધીમે ધીમે રાજાજીના અંતરમાંથી ગર્વનું બધુંય વિષ દૂર થઈ ગયું

પછી તો રાજાજીએ વિચાર્યું: 'આજે મેં અપૂર્વ કાર્ય કર્યાનો ગર્વ કર્યો. એ ગર્વ તો ભલે નાશ પામ્યો, પણ હવે કંઈક એવું અપૂર્વ કાર્ય કરવું જ રહ્યું, જે કાર્ય ઇંદ્ર જેવો ઇંદ્ર પણ ન આદરી શકે; એમ થાય તો જ મારું આ જીવન અને પ્રભુદર્શન કૃતાર્થ થાય.'

અને રાજા દશાર્ણભદ્રે સદાને માટે ભગવાનનાં ચરણમાં પોતાનું સ્થાન સ્વીકારી લીધું. એમના અંતરમાં આનંદ આનંદ વ્યાપી ગયો.

દેવરાજ ઇંદ્ર અને સમસ્ત પર્ષદા રાજા દશાર્ણભદ્રના આ અપૂર્વ કાર્યને પ્રશંસી રહ્યાં, અભિનંદી રહ્યાં, અભિવંદી રહ્યાં. અપૂર્વ કાર્ય! કોઈ દેવને પણ અશક્ય! ખરેખર અપૂર્વ!

ઇંદ્રની અપાર ઋદ્ધિ જોઈ રાજા દશાર્ણભદ્રનો અપૂર્વનો ગર્વ ગળી ગયો અને દશાર્ણભદ્રનો ત્યાગ જોઈને ઇંદ્રદેવ અચરજ અનુભવી રહ્યા.

કોઈ કવિએ એ પ્રસંગની પ્રશસ્તિ ગાઈ કે:—

દેશ દશારણનો ધણી, રાય દશાર્ણભદ્ર અભિમાની રે।
ઇંદ્રની ઋદ્ધિ દેખી બુઝિયો, સંસાર તજી થયો જ્ઞાની રે।
—મા આઠ મહામુનિ વારીએ.

## ૪



# ચારિત્ર ખાંડાની ધારે છે !

**ત**ગરા નગરીના વ્યવહારિયા દત્ત શ્રેષ્ઠી અને ભદ્રા શેઠાણીના અંતરમાં એક દિવસ ઊર્મિના ઓઘ ઊભરાયા.

પણ ઊર્મિના એ ઓઘ રંગરાગ, વૈભવ-વિલાસ કે ભોગશૃંગારના ન હતા; એમાં તો તપ, ત્યાગ અને સંયમનો થનગનાટ જાગી ગયો હતો.

સુખ અને વૈભવભર્યું જીવન માણતાં દત્ત અને ભદ્રા હજી યૌવનનો માર્ગ વટાવી ન ગયાં, ત્યાં તો અમર ધર્મ-વસંતના અનોખા વાયરા એમનાં અંતરને સ્પર્શી ગયા.

એ વાયરાએ એમનાં અંતરમાં કંઈ કંઈ ફૂલો ખીલવી દીધા. એ ફૂલો હતા ત્યાગનાં, તપનાં, સંયમના, તિતિક્ષાનાં, વૈરાગ્યના

પતિ-પત્નિ વિચારતા હતા : 'આટઆટલાં સુખવૈભવ માણ્યા છતા મનને સંતોષ ન થયો; હવે પછી પણ, ગમે તેટલા વૈભવ-વિલાસ માણીશું છતાં, એને સંતોષ થશે, અને એ દિશામાંથી એ પોતાનું મુખ આનંદપૂર્વક ફેરવી લેશે, એની

ખાતરી પણ કયાં છે? તો પછી પાતાળકૂવા જેવા મનને ભર-ભર કરવાથી શો લાભ ? સર્યું આ વૈભવ-વિલાસથી, અને સર્યું આ ધન-સંપત્તિથી !

'એ સંપત્તિ કદી કોઈની થઈ નથી કે કોઈની સાથે કદી ગઈ નથી ! તો પછી એની પાછળ જ આખી જિંદગી શા માટે ખરચી દેવી ? કંઈક એવું કાર્ય ન કરવું કે જે આ જિંદગીના સંકેલાયા પછી પણ સાથે આવે ?'

અને પતિ-પત્નીએ એક દિવસ સંસારને તજીને વૈરાગ્યનાં ચરણ સેવવાનો સંકલ્પ કર્યો.

પણ એ સંકલ્પ પાર પાડવામાં એક મોટો અંતરાય હતો : એમનો એકનો એક પુત્ર અરણિક હજી સાવ બાળ હતો.

કાળજાની કોર જેવા, આવા લાડકવાયા પુત્રને બાલ વયે તજવા કોણ માબાપ તૈયાર થાય ? વાત્સલ્યના આવા બંધનોને દૂર કરવાં એ કંઈ સહેલું નથી.

માતાપિતા ભારે વિમાસણમાં પડી ગયાં એક બાજુ વૈરાગ્યનો નાદ ગાજી રહ્યો હતો; બીજી બાજુ વાત્સલ્યનો નાદ ઘેરી રહ્યો હતો. આમ વૈરાગ્ય અને વાત્સલ્ય પતિ-પત્નીના અંતરમાં ભારે મનોમંથન જગવી રહ્યાં હતાં.

એમાંય ભદ્રા માતાની સ્થિતિ તો કથી કથાય એવી ન હતી. એને થતું : 'આવા ફૂલ જેવા બાળકને કોને ભરોસે તજી દેવો ? આટઆટલી સંપત્તિ કોને સોંપવી ? અને સંપત્તિની લાલચે એનું જતન કરવાનું વચન આપનાર પણ છેવટે છેતરી નહીં બેસે એની શી ખાતરી ?'

પણ પતિપત્નીનું મનોમંથન ભારે વેગીલું હતું. એમને

ઘરમાં રહેવું હવે અસહ્ય બની ગયું. એટલે એ મનોમંથનમાંથી એમણે એક નવનીત શોધી કાઢયું : 'જે માર્ગે માતાપિતા એ માર્ગે જ પુત્ર! પોતે મુક્તિને માર્ગે જવું, અને પુત્રને બંધનને માર્ગે વાળવો એ ન શોભે. બધાંય સાથે જ સારાં!

અને એમણે વૈરાગ્ય અને વાત્સલ્ય, બેયનો સુમેળ સાધી લીધો અને એક દિવસ પતિ, પત્ની અને પુત્ર—શ્રેષ્ઠી દત્ત, શેઠાણી ભદ્રા અને બાળક અરણિક—ત્રણે ઘર તજીને ગુરુને ચરણે જઈ બેઠાં!

એમને મન હવે ધર્મના શરણ સિવાય બીજાં બધાં શરણ નિઃસાર બની ગયાં હતાં.



બાળ મુનિ અરણિકના અંતરમાં હજી સંસાર અને વૈરાગ્યના ભેદ નહોતા પ્રગટ્યા. એ તો પોતાનું બાળસહજ જીવન આનંદમાં વિતાવતો હતો.

અને મુનિ દત્તે પણ મુનિવેશ ધારણ કર્યો હતો; પણ એમના અંતરમાંથી પુત્રવાત્સલ્યની મંગલ સરવાણી સુકાઈ ગઈ નહોતી. મસ્તકનું મુંડન ભલે થયું, મનનું મુંડન થવું સહેલી વાત ન હતી!

એટલે એમનું મન તો સદાસર્વદા અરણિકમાં જ લાગેલું રહેતું. મુનિજીવનના આચારો અને આચરણો તો પાળવાનાં હતાં જ, પણ એથી એમનો પુત્ર પ્રત્યેનો અનુરાગ ઓછો ન થતો.

અરણિક પ્રસન્ન રહે, એને કોઈ વાતે ખામી ન આવે, એની બધી સગવડ સચવાય અને એનું મન મૂંઝાય નહીં, એ માટે દત્ત મુનિ સદા સાવધાન રહેતા—જાણે બાળ મુનિની

સારસંભાળ એ જ એમનું જીવનધ્યેય ન હોય! ગમે તેમ તોય પિતાનું મન હતું ને!

બાળ મુનિ ઉંમરલાયક થવા આવ્યા તોય પિતાને મન તો એ બાળ જ રહ્યા! આમ મુનિને કોઈ ગોચરી–ભિક્ષા લેવા જવાનું કહે તો દત્ત મુનિ પોતે જ એની વતી ભિક્ષા લેવા જાય!

એમને એમ કે રખે ને મારો અરણિક ભિક્ષા લેવા જતાં શરમાઈ જાય કાં કરમાઈ જાય! ભિક્ષાવૃત્તિ તો આકાશવૃત્તિ છે. કોઈ કાંઈ બોલી જાય અને એના મનને ક્યાંક ઓછું આવી જાય! અને સ્વતંત્ર રીતે ભિક્ષા લેવા જવાના એના દિવસો હજી ક્યાં વહી ગયા છે?

સાધ્વી ભદ્રા પણ અરણિકને વીસરી ન શક્યાં. એનું અંતર તો જાણે, 'મારો અરણિક! મારો અરણિક! એ કેમ સૂતો હશે અને કેમ રહેતો હશે? કેમ ભણતો હશે અને કેમ સાધુજીવન જીવતો હશે? એને કોઈ વાતની તકલીફ તો નહીં હોય?' એમ નિરંતર પુત્રને સંભાર્યા જ કરતું.

માતૃત્વની અમર ગંગા એવી તો અવિરત વહેતી રહી કે એને કોઈ ત્યાગ, કોઈ તપ, કોઈ સંયમ કે કોઈ વૈરાગ્યનો ઉગ્ર તાપ પણ સૂકવી ન શક્યો!

કોઈક અવસર મળ્યે એ અરણિકને મન ભરીને નીરખી જતાં અને એને પ્રસન્ન જોઈ નેઅંતરમાં અનેરી ટાઢક અનુભવતાં.

આ રીતે લોહીના સગપણે બંધાયેલાં ત્રણ સાધકોનો સમય પસાર થતો હતો.



એક વાર ત્રણે એક ગામમાં હતાં. ઉનાળાનો સમય હતો.

દત્ત મુનિ વૈરાગ્ય અને પુત્રવાત્સલ્યમાં કાયાને ઘસીને એક દિવસે સ્વર્ગે સંચરી ગયા.

યૌવનમાં ડગ માંડતા મુનિ અરણિકને માટે દુઃખના દહાડા આવી પહોંચ્યા. છતાં કોઈ કોઈ વાર માતાનું દર્શન એને આશ્વાસન આપી જતું અને સંયમમાં સ્થિર થવાની પ્રેરણા આપતું.

હવે તો પિતા–દત્તમુની–નહોતા એટલે વડીલ અને વૃદ્ધ શ્રમણોની શુશ્રૂષા કરવાનું અને ગોચરી લાવવાનું કામ મુનિ અરણિકને માથે આવી પડ્યું.

કદી કામ નહીં કરેલું એ કામ કરવાનું માથે આવ્યું, અને એમાય અંતરમાં નમ્રાતિનમ્ર ભાવ ધરીને—અરે, નામશેષ જેવા બનીને—ભિક્ષા લેવા જવાનું માથે આવ્યું! મુનિ અરણિકને માટે તો એ કોઈ રાજકુમારને નોકરી કરવા જવું પડે એવું વસમું થઈ પડ્યું!

પણ આ તો શ્રમણ જીવન: એમાં શરમ કરી ન ચાલે! પ્રમાદ સેવ્યો ન પાલવે! કર્તવ્યનું અણીશુદ્ધ પાલન એ જ એનો એકમાત્ર માર્ગ.

યુવાન મુનિએ એ માર્ગે પોતાના મનને પળોટવા પ્રયત્ન આદર્યો.



નગરના એક માર્ગ ઉપર એક સુંદર હવેલી આવી રહી હતી. ભારે મોટી તો નહીં, પણ બે ઘડી જોઈ રહેવાનું મન થાય એવી નમણી જાણે યૌવનમાં ડગ માંડતી કોઈ નવોઢા જ જોઈલ્યો!

ઝીણી ઝીણી કોરણી, માપસરની માંડણી, નાજુક નાજુક

એનાં છજાંઝરૂખા, ઠેર ઠેર દોરેલી સુરેખ ચિત્રાવલી અને રંગોની મિલાવટથી શોભતી એ હવેલી જાણે એના માલિકના સુખી અને સમૃદ્ધિશાળી જીવનની શાખ પૂરતી હતી.

કોઈ કોઈ વાર એ હવેલીમાંથી સંગીતની મધુર સૂરાવલીઓ રેલાતી અને ત્યાંથી પસાર થતા વટેમાર્ગુના મનને રોકી લેતી વટેમાર્ગુ પળવાર ત્યાં થંભી જતો અને નયનમનોહર હવેલીને જોઈને અને કર્ણમધુર સૂરાવલીને સાંભળીને પ્રસન્ન પ્રસન્ન થઈ જતો. એ ક્યારેક વિચારતો : 'કેવાં સુખી હશે આ હવેલીનાં વસનારાં!'

પણ ઊજળું એટલું બધું દૂધ નહીં, અને પીળું એટલું બધું સોનું નહીં!

હવેલીયે ભવ્ય હતી અને સંપત્તિયે અઢળક હતી; પણ ભર્યા સરોવર વચ્ચેય ચાતકનું ભાગ્ય તરસે મરવાનું હોય, એવું આ હવેલીને થયું હતું.

એ હવેલીમાં વસતી હતી માત્ર એક જ નારી. દાસ-દાસી તો ઘણાં હતાં, પણ ઘરનું સ્વામીપણું તો માત્ર એ એક નારીનું જ હતું.

એ નારીપણ કેવી! જાણે અપ્સરાનું રૂપ જ જોઈ લ્યો. એવી જ પાતળી દેહયષ્ટિ, એવું જ લાવણ્યભર્યું મુખ, એવો જ ઓજસભર્યો વર્ણ! જાણે કોઈ શિલ્પીએ સંગેમરમરમાં કોતરેલી કોઈ દેવાંગના જ! એને તે નારી કહીએ, માનુની કહીએ, ભામિની કહીએ કે કામિની કહીએ—એ બધુંય જાણે એમાં સાકાર થતું હતું.

એના બોલ પણ એવા મીઠા ! એની ચાલ પણ એવી મોહક!

ખાવાપીવાની એને ત્યાં કોઈ કમીના ન હતી. સોના-રૂપાનાં ગેગઠે એ રમતી. અને હીરા–માણેક અને મણિ–મુક્તાફળનાં આભૂષણોનો એને ત્યાં કોઈ પાર ન હતો ! હીર-ચીર તો એને ત્યાં જાણે અભરે ભરાતાં.

આ બધુય હતું, છતાં એની દશા 'વનવગડામાં રૂપબાઈ એ....ક....લી' જેવી હતી !

એ પ્રોષિતભર્તૃકા હતી. એના અંતરનો સ્વામી વર્ષોથી પરદેશ સિધાવ્યો હતો. પિયુના વિયોગમાં એ ઝૂરતી હતી, અને એનું યૌવન તો હિલોળે ચડયું હતું. પિયુ હોય કે ન હોય, યૌવન તો પોતાની પાંખો પસારવામાં કોઈની વાટ જોતું નથી.

એ સ્વસ્થ રહેવા પ્રયત્ન કરતી અને એનું મન બેકાબૂ બની જતું. એ સાદાં વસ્ત્રો પહેરતી, અને એની કાયા વધારે રૂપ કાઢી બેસતી.

એનું દિલ પ્રિય જનના કંઠાશ્લેષ માટે તલસી રહ્યું હતું. ભર્યા સરોવર વચ્ચે જાણે ચાતકી તૃષામાં તરફડતી હતી.

છતા યૌવનને તો કશી જ શરમ ન હતી ! ઘીનો ઘડો જાણે એના ઓગાળનાર અગ્નિની રાહ જોતો હતો !

બિચારી પ્રોષિતભર્તૃકા!



અરણિક મુનિએ હજી ભિક્ષા માટે નીકળવાનો પ્રારંભ જ કર્યો હતો. મન તો કોઈ રીતે માનતું જ નહીં', પણ સાધુ

જીવનનો ધર્મ તો પાળવો જ પડતો!

એક દિવસની વાત છે. બે પ્રહર દિવસ વીતી ગયો હતો. ગ્રીષ્મ ઋતુનો સમય હતો. સૂર્ય બરાબર મધ્યાન્હે આવ્યો અને અરણિક મુનિ અને બીજા શ્રમણો ભિક્ષા માટે નીકળ્યા.

બીજા શ્રમણો તો ટેવાયેલા અને કાબેલ, એટલે ઝટ પોતાના માર્ગે આગળ નીકળી ગયા, પણ મુનિ અરણિક પાછળ રહી ગયા અને એકલા પડી ગયા.

ઉપર આકાશમાંથી જાણે આગ વરસતી હતી, ધરતી પણ તાવની જેમ તપી ગઈ હતી; હવામાંથી જાણે ઊની ઊની વરાળો ઊઠતી હતી. ઉઘાડા પગ અને ઉઘાડું માથું, અને શરીરે જીર્ણ શીર્ણ આછાં વસ્ત્રો! અરણિક મુનિની સુકોમળ કાયા જાણે આ પંચાગ્નિ પાસે ત્રાહ્ય ત્રાહ્ય પોકારી રહી હતી.

આખી કાયા તપી ગઈ. બધા અંગો પરસેવાથી રેબઝેબ થઈ ગયાં. ચહેરો તાંબા જેવો રક્તવર્ણો બની ગયો. સુકોમળ મુનિ અરણિકનું ચિત્ત આ અસહ્ય યાતના આગળ જાણે રાંક બની ગયું. અરે, હવે તો ભિક્ષાની ઝોળી પણ ભારરૂપ લાગવા લાગી, અને આજીવન પણ ભારભૂત થઈ પડ્યું.

મુનિ નો પાંચપચીસ ડગ માંડ ચાલે છે અને વળી પાછા છાંયો જોઈ ને ખડા રહી જાય છે, પણ રસ્તાનો છેડો આવતો જ નથી. એમનું ચિત્ત તો વધુ વિષાદઘેરું બનવા લાગ્યું.

ચાલતા ચાલતા એ પેલી હવેલી નીચે આવી પહોંચ્યા. હવેલીનો લાંબો પડછાયો એમને શીતળ લાગ્યો. એ ત્યાં થોડી-વાર રોકાઈ ગયા. પગ જાણે હવે આગળ વધવા ના કહેવા લાગ્યા. ચિત્ત તો જાણે ગળિયો બળદ બની ગયું છે!

કરમાયેલા કમળની જેમ શ્રમણ અરણિક ત્યાં ખિન્ન વદને ઊભા રહ્યા, એટલામાં એકાએક એમના કાને શબ્દો આવ્યા : “ મુનિવર! આપ અંદર પધારો ! આ હવેલીની સ્વામિની આપને આમંત્રે છે.”

“ ત્યાં ભિક્ષાલાભ થશે ?”

“ ત્યાં બધું તૈયાર છે ”

મુનિનું મન જાણે શાતા અનુભવી રહ્યુ.

મુનિ હવેલીમાં દાખલ થયા, હવેલીની સ્વામિનીએ સામે આવીને મુનિવરને ભારે આદરમાન દીધાં, ભારપૂર્વક અભિવાદન કર્યું.

મુનિનો વિષાદ ધીમે ધીમે ઓસરવા લાગ્યો.

માનુનીએ મુનિવરને ભાવપૂર્વક મોદક વહોરાવ્યા.

મુનિવરનો સંતપ્ત આત્મા શાંત થયો. એમણે ધર્મલાભ આપીને પોતાની ઝોળી સંકેલી લીધી, અને જવાની તૈયારી કરી.

માનુની સામે આવીને ઊભી રહી અને કટાક્ષભર્યું હાસ્ય કરતી બોલી : “ મુનિવર ! આવા ધોમધખતા બપોરે કેમ કરી ઉપાશ્રયે પાછા જશો ? જરા આપની કાયા સામે તો જુઓ ! કેવો રૂપાળો યૌવનભર્યો દેહ ! અને કેવો કરમાઈ ગયો છે ! અહીં જગ્યાની ક્યાં કમી છે ? આપ સુખેથી એક ઓરડામાં બેસો, ગોચરી કરો, આરામ કરો ! ઉપાશ્રયે જવાની વેળા ક્યાં વીતી જવાની છે ? ”

મુનિવરને તો શેતીને પિયરિયા મળ્યા જેવું કે દોડતાને ઢાળ મળ્યા જેવું થયું.

પિતાનો સ્વર્ગવાસ અને રોજ ભિક્ષા માગવાની ઉપાધિ

અને બીજી પણ કંઈ કેટલી માથાકૂટો! એ બધાથી એ કંટાળી ગયા હતા. એમાં આવું, સુખવૈભવભર્યો આરામ માણવાનું ભાવભર્યું આમંત્રણ મળ્યું. મનને ઊંડે ઊંડે જે જોઈતું હતું તે કહેનાર જાણે વૈદ્ય મળી ગયો.

પછી તો માનુની અને મુનિવર વચ્ચે કંઈ કંઈ વાતચીત થઈ; અને વાતે વાતે મુનિવરનું મન, સુંવાળી ભૂમિ ઉપર પગ લપસવા લાગે એમ, આરામ અને આનંદ તરફ લપસવા લાગ્યું.

પછી તો માનુની અને મુનિવરનાં મનોએ કંઈ કંઈ અબોલ બોલ બોલી લીધા. મુનિવરનું અપક્વ મન રમ્ય હવેલી અને મનહર માનુનીની છાયામાં આરામ શોધી રહ્યું. મુનિ અરણિકની ભિક્ષાઝોળી તે દિવસે ઉપાશ્રયે પાછી ન આવી!

ગોચરીનો સમય વીતી ગયો, છતાં શ્રમણ અરણિક પાછા ન આવ્યા.

બીજા શ્રમણોએ વિચાર્યું: તાપને કારણે ક્યાંક રોકાઈ ગયા હશે; હમણાં આવી પહોંચશે.'

બીજો એક પ્રહર વીત્યો, છતાં મુનિ તો ન જ આવ્યા. બીજા શ્રમણોએ નગરમાં તપાસ કરી, પણ એનો પત્તો ન લાગ્યો. શ્રમણો વિમાસણમાં પડી ગયા, પણ એ કરે શું?

પછી તો વાત નગરમાં ચર્ચાનો વિષય બની ગઈ. આ રીતે મુનિ અદૃશ્ય થઈ જાય એમાં કોઈને અચંબો લાગ્યો, કોઈને કુતૂહલ થયું, કોઈને ધર્મની હાનિ થતી લાગી અને કોઈના મનમાં ગ્લાનિ અને કરુણાના ભાવ ઊભરાઈ આવ્યા.

પણ બધા મનમાં ને મનમાં જ આવી લાગણીઓ અનુભવતા; કોઈને હવે શું કરવું એ જાણે સૂઝતું જ ન હતું.

વાત ચાલતી ચાલતી સાધ્વી ભદ્રાને કાને પહોંચી ગઈ.

એ તો માતા ! સાંભળીને એને થયું : 'શું મારો અરણિક ખોવાઈ ગયો ? અલોપ થઈ ગયો ? પણ એવું બને ખરું ? માનવી જેવો માનવી આમ ક્યાં ખોવાઈ જાય ?'

ધીમે ધીમે એનું માતૃહૃદય જાગ્રત થવા લાગ્યું. સાધ્વીનો વેષ, સાધ્વીજીવનની અખંડ સાધના, આટલા લાંબા સમયનો વૈરાગ્ય અને તપત્યાગસંયમની આવી ઉત્કટ આરાધના પણ એના હૃદયના માતૃભાવને ન દબાવી શક્યાં !

અરણિક ! પોતાનો એકનો એક પુત્ર ! અને પોતાના પતિ મુનિ દત્તના સ્વર્ગગમન પછી પોતાને સોંપાયેલી અમૂલખ થાપણ મુનિ બનેલો અરણિક ! શું એ વગર મોતે મરી ગયો ?

એનું માતૃવાત્સલ્ય આજે કોઈ પ્રતિબંધને ગણકારવા તૈયાર ન હતું. એ તો પહોંચી ઉપાશ્રયે. અને શ્રમણોને વિધવિધ પ્રશ્નો પૂછીને એણે એમને મૂંઝવી માર્યા ! મુનિઓએ કંઈ કંઈ ખુલાસા આપ્યા પણ એના હૈયાને સંતોષ ન થયો.

એ પોતાના સાધ્વીજીવનને જાણે વીસરી ગઈ.

એ શ્રમણોપાસકોને ઘેર ઘેર ફરવા લાગી અને પૂછવા લાગી, "મારો અરણિક તમારે ત્યાં ભિક્ષા લેવા આવ્યો હતો ?"

પણ એને ક્યાંય સંતોષકારક ઉત્તર ન મળ્યો.

એનું માતૃહૃદય વધારે ઉત્તેજિત થઈ ગયું. હવે તો એ બહાવરી બની ગઈ, અને રસ્તે ચાલતા જે તે માનવીને પૂછવા લાગી : "ભાઈ ! તમે ક્યાંય મારા અરણિકને જોયો ? મારા પુત્ર અરણિકને તમે ઓળખો છો ?"

જવાબમાં એ ના સાંભળતી એને એનાં નેત્રો અશ્રુથી ઊભરાઈ જતાં.

એક તો પોતાનો પુત્ર અને એમાંય ધર્મમાર્ગને વરેલો! ભલા, એની અધોગતિ થવા દેવાય ખરી? એને થયુંઃ મેં કાચી ઉંમરે એને ત્યાગને માર્ગે વાળ્યો; એનું તો આ દુષ્પરિણામ નહીં હોય?

એ વિચારથી તો ભદ્રા પાગલ જેવી બની ગઈ!

એણે માનવીને પૂછવાનું પણ માંડી વાળ્યું અને 'અરણિક!' 'મારો અરણિક!' ના પોકારો પાડતી એ શેરીઓ અને બજારોમાં, ચોરે અને ચૌટે ઘૂમવા લાગી.

ભદ્રાના દુઃખનો કોઈ પાર ન હતો. એનું પુત્રપ્રેમનું હૃદય લોકલાજને વીસરી ગયું અને એના રોમરોમમાંથી 'અરણિક,' અરણિક'નો નાદ ઊઠી રહ્યો. લોકોને તો જાણે બારે કૌતુકની વાત બની ગઈ.

પાગલ બનીને અરણિકના નામનો પોકાર પાડતી ભદ્રાની પાછળ લોક ટોળે વળ્યું અને ગોકીરો મચાવી રહ્યું. લોકોને મન તો આ એક તમાશો બની ગયો. અને તમાશાને તેડાની જરૂર ન રહી.

"અરણિક, અરણિક કરતી મા ફિરે,
મરીએ મરીએ બજારોઇ!
કહો, કોણે દીઠો રે મારો અરણીલો,
પૂછે લોક હજારોઇ!"

ભદ્રા! પેલી ભદ્રા! માતૃહૃદયનાં મૂક પામર માનવીઓ

શું પામી શકે ?



ભદ્રાના પોકાર તો ચાલુ જ રહ્યા.

પેલી માનુની અને કુમાર અરણિક હવેલીના ઝરૂખામાં બેઠાં બેઠાં સોના–રૂપાને સોગઠે રમી રહ્યાં હતાં. દાસદાસીઓ પડતો બોલ ઝીલવા તૈયાર ખડાં હતાં. હાસ્ય અને વિનોદ ચાલી રહ્યાં હતાં. જાણે સાક્ષાત્ સ્વર્ગનું સુખ ત્યાં વિલસી રહ્યું હતું. ન કોઈ દુઃખ, ન કોઈ અશાતા, ન કોઈ ચિંતા કે ન કોઈ ફિકર!

ત્યાં પોતાના નામનો પોકાર અરણિકના કાને અથડાયો. પળભર તો એ સ્તબ્ધ બની ગયો. પણ ફરી પાછો માનુનીના મોહપાશમાં એ ડૂબી ગયો. એને થયું: 'આ તો માત્ર ભ્રમણા ! અહીં મારું નામ ઉચ્ચારનાર કોણ હોય ભલા ?'

ફરીવાર એ જ અવાજ સંભળાયો, અને અરણિક ચમકી ગયો પણ વળી પાછો પાસા અને સોગઠાંની રમઝટમાં એને એ વીસરી ગયો.

પણ પછી તો 'અરણિક !' 'અરણિક !'ના પોકારો નિરંતર આવવા લાગ્યા. જાણે આકાશના ગુમ્બજમાં એ નામ ગાજવા માંડયું હતું. હવે તો એ અવાજની ઉપેક્ષા કરવી અશક્ય હતી કુમાર અરણિક ઝરૂખામાં ઊભો થઈ ગયો, અને અવાજની દિશામાં પોતાની નજરને દોડાવી રહ્યો.

એણે ત્યાં શું જોયું ?

એણે જોયું કે સામેથી એક વૃદ્ધા ચાલી આવતી હતી.

એની પાછળ ઘણાં લોક ટોળે વળ્યાં હતાં. ઉજ્જડ એનો ચહેરો હતો, બહાવરી એની આંખો હતી, અસ્તવ્યસ્ત એનાં વસ્ત્રો હતાં, અને એના મુખમાંથી જાણે જાપની જેમ 'અરણિક! મારો અરણિક!'ના શબ્દો નીકળી રહ્યા હતા.

અરણિક તો વધારે તીણી નજરે તાકી રહ્યો: આ કોણ ભલા!

પેલી વૃદ્ધા વધુ નજીક આવી.

એના છેલ્લા અવાજે અરણિકના હૃદયનાં પડળને ભેદી નાંખ્યાં. માતૃત્વનો સાદ એના હૃદયમોસરો ઊતરી ગયો.

એણે જોયું: અરે! આ તો ભદ્રા! મારી માતા! મારી જનની!

અને એ તો, પેલી માનુનીને એક શબ્દ પણ કહેવા થોભ્યા વગર, માતાના ચરણોમાં આવીને ખડો થયો!

માતાને પુત્રને ઓળખતાં વાર ન લાગી: "મળ્યો, છેવટે મારો પુત્ર મને મળ્યો! મારો અરણિક! વત્સ અરણિક!"

અને એની આંખો માતૃવાત્સલ્યના અમી વર્ષાવીને પ્રણમતા પુત્રનો અભિષેક કરી રહી. એનું ગાંડપણ ક્યાંય ચાલ્યું ગયું. એનું બહાવરાપણું પણ ક્યાંય અદૃશ્ય થઈ ગયું!

એ સંપૂર્ણ સ્વસ્થ બનીને પુત્રને નીરખી રહી, એનાં અંગોને પંપાળી રહી: "મારો અરણિક!"

દેવનેય દુર્લભ એવું માતા-પુત્રનું એ મિલન જેમણે નિહાળ્યું એ ધન્ય બની ગયા.



# ૫.



## કૃતજ્ઞતા

અત્યારના ચિત્તોડને તે કાળે ચિત્રકૂટ કહેતા. બારસો-તેરસો વર્ષ પહેલાંનો એ સમય. ચિત્રકૂટ નગરમાં એક બ્રાહ્મણ રહે એ બ્રાહ્મણ ચૌદે વિદ્યામાં પારંગત અને મોટો અગ્નિહોત્રી. વિદ્યામા તો, શોધ્યો તોય, એની જોડ ન મળે.

રાજા જિતારીનો એ બહુ માનીતો. રાજનું પુરોહિતપદ એને ઘેર રાજા અને પ્રજા બેયમાં એના પાંડિત્યની ભારે છાપ. સૌ કોઈ એને આદરમાન આપે, એની વિદ્વાના વખાણ કરે અને શાસ્ત્રનુ કામ પડે તો એને જ પૂછવા આવે.

પોતાની વિદ્યામા એને એવો અડગ વિશ્વાસ કે એ કદી કોનાથીયે ગાજ્યો ન જાય કે પાછો ન પડે. અને જ્ઞાનનો તો જાણે એ મહાસાગર અનેક સારસ્વત સરિતાઓ એ મહાસાગરમા આવીને એક થઈ ગયેલી

કોઈ મહાપંડિત બનીને સામે આવે તો એને તો એ પરાજિત કરીને જ છોડે. એકે વિદ્યા એવી નહીં કે જેમાં એને કોઈ ચુપ કરી શકે, હરાવી શકે કે એની સામે થઈ શકે!

વાદીનો તો જાણે એ કાળ બની ગયેલો.

અને ધીમે ધીમે એના જ્ઞાનને પણ ગુમાનનો રંગ ચડવા માંડયો. એ તો કહે: "ત્રણ લોકમાં જે કોઈ પોતાને પંડિત માનતો હોય તે આવી જાય મારી સાથે શાસ્ત્રાર્થ કરવા! જોઉં તો ખરો કે મને હરાવવાની કોના મગજમાં રાઈ ભરી છે! એની એ રાઈને વેરી ન નાખું તો મારું નામ પંડિત નહીં!"

અને એ ગુમાનમાં તો એણે માની લીધું કે દુનિયાનાં બધાંય શાસ્ત્રો, અને બધીય વિદ્યાઓ મારી જીભને આધ્યાં પડયાં છે. એવું એકાદ શાસ્ત્ર, એવી એકાદ વિદ્યા તો બતાવો. જે આ ભેજામાં ન હોય!

અને લોક પણ કેવું વિચિત્ર છે! એણે આ પંડિત માટે કંઈ કંઈ વાતો જોડી કાઢી હતી; કોઈ કહેતું કે આ પંડિત તો હાથમાં કોદાળી, બગલમાં જાળ અને ખભે નિસરણી રાખીને ફરે છે. અને એ તો છડેચોક પોકાર પાડીને કહે છે:

"મને જીતવાની ઈચ્છાવાળો કોઈ વાદી અગર ધરતીમાં પેસી ગયો હશે તો આ કોદાળીથી ધરતીને ખોદીને હું એને બહાર કાઢીશ. અગર કોઈ વાદી ઊંડા જળમાં સંતાઈ ગયો હશે તો એને હું માછલાની જેમ આ જાળથી બહાર ખેંચી આણીશ. અને જો કોઈ વાદી આકાશે ચડી ગયો હશે તો એને હું આ નિસરણીથી નીચે આણી પટકીશ!"

અને એનું પેટ તો જુઓ: ઉપર કેવો મોટો સોનાનો પટો બાંધ્યો છે! એને એમ કે રખેને આટલા બધા જ્ઞાનના ભારથી ફૂલીને પેટ ફૂટી જાય તો!

અને જરા જુઓ તો ખરા: આ બધું ઓછું હોય એમ,

# ૫.



કૃતજ્ઞતા

અત્યારના ચિત્તોડને તે કાળે ચિત્રકૂટ કહેતા. બારસો-તેરનો વર્ષ પહેલાંનો એ સમય. ચિત્રકૂટ નગરમાં એક બ્રાહ્મણ રહે એ બ્રાહ્મણ ચૌદે વિદ્યામાં પારંગત અને મોટો અગ્નિહોત્રી. વિદ્યામાં તો, શોધો તોય, એની જોડ ન મળે.

રાજા જિતારીનો એ બહુ માનીતો. રાજનું પુરોહિતપદ એને ઘેર. રાજા અને પ્રજા બેયમાં એના પાંડિત્યની ભારે છાપ. સૌ કોઈ એને આદરમાન આપે, એની વિદ્યાના વખાણ કરે અને શાસ્ત્રનું કામ પડે તો એને જ પૂછવા આવે.

પોતાની વિદ્યામાં એને એવો અડગ વિશ્વાસ કે એ કદી કે ન [illegible] ડગ્યો ન હોય કે પાછો ન પડે. અને જ્ઞાનનો તો જાણે એ મહાસાગર અનેક સારસ્વત સરિતાઓ એ મહા-[illegible] આવીને એક થઈ ગયેલી.

કોઈ મહાપંડિત બનીને સામે આવે તો એને તો એ [illegible] હરાવીને જ છોડે એવો વિદ્વાન. એવી નહીં કે જેમાં એને [illegible] હરાવી શકે કે એની સામે થઈ શકે!

પણ હવે વાણીનું કામ ન હતું. સાધ્વી ભદ્રાએ છેલ્લી નજર અરણિક ઉપર સ્થિર કરી. એ નજરમાં જાણે વિદ્યુતની વેધક શક્તિ ભરી હતી.

એમાં શું શું ભર્યું હતું? એમાં અપાર વેદના ભરી હતી, અમાપ કરુણા ભરી હતી અને અસીમ છતાં અબોલ શિક્ષા ભરી હતી!

એ દૃષ્ટિ અરણિકના અંતરને સ્પર્શી ગઈ. અને એ માતાની ચરણરજ માથે ચડાવીને નત મસ્તકે એની સાથે ચાલી નીકળ્યો

રાગી મટી ફરી વૈરાગી બની ગયો.

એ દિવસે માતૃત્વનો અપૂર્વ વિજય થયો!



શરમ અને પશ્ચાત્તાપનાં આંસુ સારતા અરણિકને આશ્વાસન આપતાં સાધ્વી ભદ્રા બોલ્યાં : "વત્સ ! આત્માને અજવાળવાનો મારગ તારાથી તજાય ખરો ? તારા પિતાને તો સંભાર ! ક્યાં તારો ધર્મ અને ક્યાં તું ?"

"વચ્છ! તુજ ન ઘટે રે ચારિત્રથી ચૂકવું,
જેહથી શિવસુખ સારોજી!"

અરણિક શરમાઈ ગયો. એની વાણી જાણે સિવાઈ ગઈ. સુંવાળપને માર્ગે ચાલવા ટેવાઈ ગયેલું એનું મન સંયમ-જીવનની કઠોરતાના વિચારથી વિહ્વળ બની ગયું.

પણ માતાને શું જવાબ આપવો !

એક તરફ સાધ્વી માતા હતી, બીજી તરફ મદભર માનુની હતી ! એક તરફ ધગધગતી ધરતી હતી, બીજી તરફ શીતલતા અર્પતી હવેલી હતી ! એક તરફ વૈરાગી શ્રમણ જીવનનાં આકરાં તપ, ત્યાગ અને સંયમ હતાં, બીજી તરફ સંસારનાં સુખ, વૈભવ અને વિલાસો હતા !

અરણિક વિમાસી રહ્યો : 'કયે મારગ જવું ? માતાને કે માનુનીને ?' પણ કઠોર માર્ગ એને રુચતો ન હતો. અજાણતાં જ એનાથી બોલી જવાયું.

"હું કાયર છું રે, મારી માવડી!
ચારિત્ર ખાંડાની ધારો જી"

"માડી ! માડી ! મને ક્ષમા કર ! ચારિત્રના ખાંડાની ધાર ઉપર ચાલવાનું મારું ગજું નથી !"

ભદ્રા તો સાંભળી જ રહી : "મારો અરણિક આ શું કહી રહ્યો છે ? એ શું આવો કાયર બની ગયો ?"

વાદીનો તો જાણે એ કાળ બની ગયેલો.

અને ધીમે ધીમે એના જ્ઞાનને પણ ગુમાનનો રંગ ચડવા માંડયો. એ તો કહેઃ "ત્રણ લોકમાં જે કોઈ પોતાને પંડિત માનતો હોય તે આવી જાય મારી સાથે શાસ્ત્રાર્થ કરવા! જોઉં તો ખરો કે મને હરાવવાની કોના મગજમાં રાઈ ભરી છે! એની એ રાઈને વેરી ન નાખું તો મારું નામ પંડિત નહીં!"

અને એ ગુમાનમા તો એણે માની લીધું કે દુનિયાનાં બધાંય શાસ્ત્રો, અને બધીય વિદ્યાઓ મારી જબાને બાંધ્યાં પડ્યાં છે. એવું એકાદ શાસ્ત્ર, એવી એકાદ વિદ્યા તો બતાવો. જે આ ભેજામાં ન હોય!

અને લોક પણ કેવું વિચિત્ર છે! એણે આ પંડિત માટે કંઈ કંઈ વાતો જોડી કાઢી હતી; કોઈ કહેતું કે આ પંડિત તો હાથમાં કોદાળી, બગલમાં જાળ અને ખભે નિસરણી રાખીને ફરે છે. અને એ તો છડેચોક પોકાર પાડીને કહે છે:

"મને જીતવાની ઈચ્છાવાળો કોઈ વાદી અગર ધરતીમાં પેસી ગયો હશે તો આ કોદાળીથી ધરતીને ખોદીને હું એને બહાર કાઢીશ. અગર કોઈ વાદી ઊંડા જળમા સંતાઈ ગયો હશે તો એને હું માછલાની જેમ આ જાળથી બહાર ખેંચી આણીશ. અને જો કોઈ વાદી આકાશે ચડી ગયો હશે તો એને હું આ નિસરણીથી નીચે આણી પટકીશ!"

અને એનું પેટ તો જુઓ: ઉપર કેવો મોટો સોનાનો પટ્ટો બાંધ્યો છે! એને એમ કે રખેને આટલા બધા જ્ઞાનના આફરાથી ફૂલીને પેટ ફૂટી જાય તો!

અને જરા જુઓ તો ખરા: આ બધું ઓછું હોય એમ,

# ૫.



કૃતઘ્ન

અત્યારના ચિત્તોડને તે કાળે ચિત્રકૂટ કહેતા. બારસો-તેરસો વર્ષ પહેલાનો એ સમય. ચિત્રકૂટ નગરમાં એક બ્રાહ્મણ રહે એ બ્રાહ્મણ ચૌદે વિદ્યામાં પારંગત અને મોટો અગ્નિહોત્રી વિદ્યામાં તો, શોધ્યો તોય, એની જોડ ન મળે.

રાજા જિતારીનો એ બહુ માનીતો. રાજનું પુરોહિતપદ એને ઘેર રાજા અને પ્રજા બેયમાં એના પાંડિત્યની ભારે છાપ સૌ કોઈ એને આદરમાન આપે, એની વિદ્યાના વખાણ કરે અને શાસ્ત્રનું કામ પડે તો એને જ પૂછવા આવે.

પોતાની વિદ્યામાં એને એવો અડગ વિશ્વાસ કે એ કદી કોનાથીયે ગાંજ્યો ન જાય કે પાછો ન પડે. અને જ્ઞાનનો તો જાણે એ મહાસાગર. અનેક સારસ્વત સરિતાઓ એ મહાસાગરમાં આવીને એક થઈ ગયેલી.

કોઈ મહાપંડિત બનીને સામે આવે તો એને તો એ પરાજિત કરીને જ છોડે. એકે વિદ્યા એવી નહીં કે જેમાં એને કોઈ ચુપ કરી શકે, હરાવી શકે કે એની સામે થઈ શકે!

. પંડિતરાજ એક ધર્માગાર પાસેથી પસાર થઈ રહ્યા હતા; એટલામાં કવિતાની એક કડી (ગાથા) એમના કાને પડી. એક સ્ત્રીના પ્રશાંત મધુર કંઠમાંથી એ ગાથા વધુ મધુર બનીને હવામાં પોતાના સૂરો પ્રસારી રહી હતી.

અનેક ઘોંઘાટો અને આઘાતો વચ્ચે પણ અચલિત ચિત્તે ચિંતન કરનાર પંડિતરાજના ચિત્તને આ ગાથા ચલાયમાન કરી ગઈ. છેવટે તો એ ગાથા પણ વિદ્યાની સહોદરા જ હતી ને! તો પછી એને ઉવેખાય શી રીતે ?

પંડિત હરિભદ્ર તો એનો અર્થ ઉકેલવાના વિચારમાં જ મગ્ન બની ગયા. એ વિચારે છે, વધુ વિચારે છે, વધુ ઊંડા ઊતરે છે, વધુ ચિંતન કરે છે, પણ રે, આવી એક નાની સરખી ગાથાનો અર્થ પણ કાં ન સમજાય ? ક્યા ગયું મારું સર્વશાસ્ત્રપારગામી જ્ઞાન ?—પંડિત હરિભદ્રનું મન વધુ ગંભીર બન્યું.

એ ચિંતન કર્યા જ કરે છે; પણ ગાથા પણ કોઈ એવું ભેદી રૂપ ધારણ કરીને આવી છે કે એના અર્થનો ભેદ ઊકલતો જ નથી.

પંડિતરાજનો વિદ્યાગર્વ પડઘા પાડી રહ્યો : કળિકાળનો હું સર્વજ્ઞ; અને આવી એક નાની સરખી વાતનો મર્મ પણ નથી પકડી શકતો !

અને ધીરે ધીરે એ ગાથાનો અર્થ સમજવાની તાલાવેલીમાં જ્ઞાનગર્વનો હિમાલય ઓગળવા માંડ્યો. જે જ્ઞાનનું આટલું ગુમાન, એ જ્ઞાન આટલો સરખો અર્થ પણ ન બતાવી શકે, તો પછી એ જ્ઞાનનું ગુમાન શું કરવાનું ?

કુંજરને જાણે કીડી સતાવી રહી.

એ પોતાની સાથે જંબૂવતાને લઈને ઠેર ઠેર ફરે છે. જાણે એ કહેવા માગે છેઃ "આખા જંબૂદ્વીપમાં જ્ઞાનમાં મારી તોલે આવી શકે એવો એક પણ માનવી નથી!"

વાહ રે પંડિતરાજ!

અને જ્ઞાનના આ ગુમાનમાં ને ગુમાનમાં એ તો હવે કહેવા લાગ્યાઃ "હું તો છું આ કળિકાળમાં સર્વજ્ઞ! એકે વાત મારાથી અજાણી નથી!"

એ સર્વજ્ઞતાના ગર્વમાં ને ગર્વમાં એમણે એક વાત નક્કી કરી રાખી કે, "આ દુનિયામાં એવી એક પણ વાણી નથી કે જે મારે અધીન ન હોય એટલે, જે કોઈનું પણ વચન હું ન સમજી શકું એનો હું શિષ્ય બની જાઉં!"

આવા હતા ચિત્રકૂટના એ મહાપંડિત!

એમનું નામ હરિભદ્ર.



એક દિવસની વાત છે.

મધરાત થવા આવી હતી. પંડિતરાજ હરિભદ્ર મંત્રવિધિ પૂરી કરીને રાજભવનથી પોતાને ઘેર પાછા આવી રહ્યા હતા. એમનું મન તો શાસ્ત્રચિંતનમાં જ મગ્ન હતું. જેના અંતરમાં જ્ઞાનનો પ્રકાશ પથરાયો છે એને બહાર અંધકાર છે કે પ્રકાશ એની કશી ખેવના શા માટે હોય? એ તો વિચાર કરતા કરતા સ્વસ્થ ગતિએ ચાલ્યા જતા હતા.

જિજ્ઞાસુ પંડિતરાજ તરફ પુત્રવાત્સલ્યનો ભાવ અનુભવી રહ્યું. જુગજુગજૂના ઋણાનુબંધ જાણે આજે જાગી ઊઠયા હતા.

સાધ્વીએ કહ્યું : "મહાનુભાવ! આવી શાસ્ત્રવાણીનો અર્થ અને મર્મ સમજવા માટે તો તમારે અમારા ગુરુની પાસે જવું ઘટે. શાસ્ત્રવચનનો અર્થ કરવાના એ જ સાચા અધિકારી છે."

અને હરિભદ્રના અંતરને તો હવે જાણે સાચા જ્ઞાનની ઠેસ વાગી ગઈ; અને એ ઠેસે એના જ્ઞાનના ગુમાનને ઉતારી દીધું—જાણે કો સમર્થ મંત્રવેત્તા ગારુડીએ વિષધરનું વિષ નિતારી લીધું!

પંડિત હરિભદ્રની જિજ્ઞાસા એવી અદમ્ય બની ગઈ હતી કે એ રોકી રોકાય એમ ન હતી. અને એ માટે એ જે મૂલ ચૂકવવું પડે એ ચૂકવવા તૈયાર હતા. એટલે તરત જ એ ગુરુ જિનદત્તસૂરિજિ પાસે પહોંચી ગયા; અને સૂરિજિને પેલી ગાથાનો મર્મ આપવા વિનવી રહ્યા.

સૂરિજિએ કહ્યું : "મહાનુભાવ! આવું શાસ્ત્રજ્ઞાન તો સાધુજીવન સ્વીકારી, ધર્મની સાધના કર્યા વગર ન મળી શકે. એ માટે તો સંસારનો ત્યાગ કરવો ઘટે!"

પણ હવે હરિભદ્ર પાછા પડે એમ ન હતા. એક બાળકના જેવી સરળતાથી એમણે આચાર્યને પૂછ્યું : "સૂરિવર! ધર્મ એટલે શું? અને એની સાધનાનું ફળ શું?"

સૂરિજિએ કહ્યું : "ભદ્રપુરુષ! ધર્મ બે પ્રકારનો: સકામ ધર્મ અને નિષ્કામ ધર્મ; અને એની સાધનાનું ફળ પણ બે પ્રકારનું સમજવું: સકામ ધર્મનું ફળ ભોગવિલાસની સામગ્રીની, સંપત્તિની કે સ્વર્ગની પ્રાપ્તિ વગેરે. એનાથી સંસારનાં સુખો

વિપ્ર હરિભદ્રનું મન તો એ અર્થની શોધમાં જ ચોંટી ગયું. એક બાજુ ઘણી ઘણી શોધને અંતે પણ એ અર્થ લાધતો નથી; તો બીજી બાજુ એના મનની શાંતિ પણ દૂર દૂર ચાલી જાય છે. ચિત્ત જાણે ચગડોળે ચડી ગયું!

અને એનું મન તો હવે જૂની વાતની યાદ દેવરાવી રહ્યું, 'જે કોઈનું પણ વચન હું ન સમજી શકું એનો હું શિષ્ય બની જાઉં!'

આત્મા જાણે પોતાની જાતને ઢંઢોળીને પોકારી રહ્યો છે: 'પંડિતરાજ! જ્ઞાનનું ગુમાન તો બહુ બહુ કર્યું, પણ હવે એ ગુમાનને અળગું કરીને શિષ્ય બનવાનો વખત આવી ગયો છે!'

અને એ આત્માના અવાજના પ્રેર્યા પંડિતરાજ વિનમ્ર જિજ્ઞાસુ બનીને પેલી ગાથાનો પાઠ કરનાર સાધ્વી પાસે જઈ પહોંચ્યા.

ધર્મની પરમ ઉપાસિકા એ વૃદ્ધ સાધ્વી રાતદિવસ અપ્રમત્તપણે રહે અને જ્ઞાનધ્યાન અને ધર્મપાલનમાં પોતાની સંયમયાત્રાને આગળ વધારે. આળસ કે ઇંદ્રિયની વાસનાને તો એ પાસે પણ ટૂકવા ન દે.

એ સાધ્વીના મુખ ઉપર રમતા અહિંસા, સંયમ અને તપના તેજે જાણે પંડિતરાજના અંતર ઉપર કામણ કર્યું. એ સાધ્વીમાં જાણે એમને માતાના દર્શન થયાં.

હરિભદ્રે વિનમ્ર બનીને વિજ્ઞપ્તિ કરી: "માતા! તમે જે ગાથા થોડા વખત પહેલાં બોલતાં હતાં, એનો અર્થ અને મર્મ મને સમજાવો!"

સંસારથી વિરક્ત બનેલ સાધ્વીનું અંતર પણ જાણે આ

અને એ મહાજ્ઞાનીનો જ્ઞાનરાશિ વિધવિધ શાસ્ત્રોની રચના-રૂપે વિશ્વસમક્ષ રજૂ થવા લાગ્યો છે.

પણ હવે હરિભદ્રમાં જ્ઞાનનું એ ગુમાન નથી, વિદ્યાનું એ અભિમાન નથી. એ તો જેમ જેમ જ્ઞાનના માર્ગે આગળ વધે છે, તેમ તેમ નમ્ર, અતિ નમ્ર અને વિનમ્ર બનીને સત્યની શોધ કર્યા કરે છે. એમની વિદ્યા હવે ગુમાનનું સાધન મટીને સત્યશોધનનું સાધન બની ગઈ હતી.

અને આ બધી ઊંડી જ્ઞાનસાધના અને ઉત્કટ જીવન-સાધના વચ્ચે પણ, ધર્મમાર્ગ ચીંધીને પોતાની ઉપર અપાર ઉપકાર કરનાર ધર્મમાતાને એ કદી વીસરતા નથી; એનું સદા સર્વદા એ કૃતજ્ઞભાવે સ્મરણ કર્યા કરે છે.

અને પોતાના જીવનસર્વસ્વમાં મહામૂલ શાસ્ત્રગ્રંથોને અંતે પોતાની ધર્મમાતાના ઋણનો કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર કરવામાં જ એ ભારે આત્મસંતોષ અને આનંદ અનુભવે છે.

પોતાની જાતને ઓળખાવવા માટે બીજાં કોઈ વિશેષણો હવે એમને રુચતાં નથી એવા વિશેષણો તો એમને માત્ર શબ્દજાળ જેવાં જ લાગે છે. અને એક કાળે પોતાની જાતને ' કળિકાળના સર્વજ્ઞ ' તરીકે ઓળખનાર બ્રાહ્મણ પોતાની એ વૃત્તિ તરફ સ્મિતભાવે જોઈ રહે છે !

અને જેમ જેમ જ્ઞાનનો ઉન્મેષ થતો ગયો તેમ તેમ એ તો છેવટે પોતાની જાતને " अल्पमति " કહેવામાં જ આનંદ માનવા લાગ્યા.

એ તો પોતે રચેલાં શાસ્ત્રોને અંતે પોતાની જાતને કૃતજ્ઞ-તાપૂર્વક ઓળખાવે છે—" याकिनीमहत्तरापर्मसूनु "—

તો મળે, પણ સંસાર ટૂંકો ન થાય; આત્માની મુક્તિ એટલી દૂર ઠેલાય. અને નિષ્કામ ધર્મ (અનાસક્તિ)નું ફળ એક જ અને તે ભવવિરહ. ભવવિરહ એટલે સંસારનો વિરહ, મુક્તિની પ્રાપ્તિ. મહાનુભાવ, યથારુચિ અને યથાશક્તિ ધર્મનું ગ્રહણ કરો !"

અને હરિભદ્રે વિનાવિલંબે જ વિનયભાવે કહ્યું : "સૂરિવર્ય ! મને તો ભવવિરહ જ ખપે! મને એવા ધર્મનું દાન કરો!"

ગુરુ પણ આવા સુયોગ્ય પંડિત શિષ્યનો લાભ જાણીને અતિ આહ્લાદિત થયા.

અને પેલા વૃદ્ધ સાધ્વીના પ્રેર્યા પંડિત હરિભદ્ર સાચું જ્ઞાન મેળવવા મુનિ હરિભદ્ર બની ગયા. તે દિવસે દ્વિજ હરિભદ્રનો જાણે નવો અપૂર્વ દ્વિજ સંસ્કાર થયો !

હરિભદ્રને ધર્મપુત્ર તરીકે સ્વીકાર કરનાર એ ધર્મમાતાનું નામ સાધ્વી યાકિની. ભિક્ષુણીસંઘનાં એ વડાં, એટલે એમનું પદ મહત્તરાનું.

મુનિ હરિભદ્ર મનોમન એ ધર્મમાતાનો ઉપકાર સ્વીકારી રહ્યા, એમને નમી રહ્યા.



પંડિત હરિભદ્ર મુનિ બનીને જ્ઞાન–ધ્યાન-અધ્યયનમાં નિરત બની ગયા. એક બાજુ એ જ્ઞાનદીપથી અંતરને અજવાળે છે, તો બીજી બાજુ ચારિત્રની જ્યોતથી આત્માના મળને ઉલેચે છે.

થોડા વખતમાં તો મુનિ હરિભદ્ર મહાજ્ઞાની બનીને આચાર્ય હરિભદ્ર બની ગયા.

## ૬



# અબોલ પ્રતિબોધ

પુંડરીકિણી નગરી ધન અને ધર્મનું ધામ લેખાતી.

ત્યાં અનેક વેપારીઓ વસતા. એની બજારોમાં બધી ચીજો મળતી. દેવમંદિરો અને ધર્માગારો પણ ત્યાં અનેક હતાં અને કર્મશૂર માનવીઓનો પણ ત્યાં કોઈ તોટો ન હતો.

એ નગરીનો રાજા પુંડરીક જેવો ન્યાયી તેવો જ ધર્મમાં તત્પર. કોઈનું અણહક્કનું એને ખપે નહીં, અને કોઈને અણહક્કનું ખાવા દે નહીં. સમજદાર અને શાણો પણ એવો કે કજિયાને ઊગતાં જ ડામી દે; અને ભારે કટોકટીના વખતે પણ મનને સ્વસ્થ રાખે અને ક્રોધને તો પાસે ફરકવા જ ન દે. પ્રજા એને ધર્માત્મા તરીકે આદરમાન દેતી અને એની છાયામાં સુખશાંતિનો અનુભવ કરતી.

રાજાના નાના ભાઈનું નામ કંડરીક. એ પણ મોટાભાઈનું પડખું શોભાવે એવો. ભાઈની આજ્ઞા થાય તો માથું ડૂલ કરવા પણ તૈયાર થઈ જાય. એનેય ધર્મ ઉપર ભારે પ્રેમ.

રાજા પુંડરીક તો ભારે દૂરદર્શી. નાનાભાઈનું હિત એ

"યાકિની મહત્તરાના ધર્મપુત્ર" તરીકે!*

ધન્ય એ ધર્મપુત્ર!
ધન્ય એ ધર્મમાતા!
અને ધન્ય એ કૃતજ્ઞતા!

* આવશ્યકની ટીકાને અંતે પ્રશસ્તિમાં આચાર્ય હરિભદ્રસૂરિજી પોતે જ લખે છે કે—

"समाप्ता चेयं शिष्यहिता नामावश्यकटीका। कृतिः सिताम्बराचार्यजिनभट निगदानुसारिणो विद्याधरकुलतिलकाचार्यजिनदत्तशिष्यस्य धर्मतो याकिनीमहत्तराधर्मसूनोरल्पमतेराचार्यहरिभद्रस्य।" —યાકિની મહત્તરાના ધર્મપુત્ર, અલ્પમતિ, આચાર્ય હરિભદ્રની આ રચના છે.

એવા શૃંગારચિત્રો ચારેકોર શોભી રહ્યાં હતાં. માદક સુગંધથી આખુયે વાતાવરણ ભરાઈ ગયું હતું. પણ આજે એમને વિલાસ, આરામ કે ઊંઘ હરામ બની ગયાં હતાં.

વિચારમગ્ન રાજાજી પલંગ ઉપરથી બેઠા થયા, અને આંટા મારવા લાગ્યા; જાણે પાંજરે પુરાયેલો કેસરી બેચેન બનીને ધૂમાધૂમ કરતો હતો. રાણી તો જોઈ જ રહી: આજે એમને આ શું થયું હતું ?

રાજાજી વિચારતા હતા: રાજ્ય અને વૈભવ ઘણાં વર્ષ ભોગવ્યાં; અને છતાંય જીવને તૃપ્તિ ક્યાં થાય છે ? અને તૃપ્તિ ક્યારે થશે એનું પણ શું કહેવાય ? તો બસ્સ, અતૃપ્તિના ઊંડા સાગરમાં ડૂબકી લગાવવાથી. હવે તો એનો ત્યાગ જ કરવો ઘટે. ધર્મને પણ અવસર આપવો જ ઘટે ને ? અને યુવરાજ કંડરીક પણ હવે ક્યાં નાનો છે ? હવે ભલે એ રાજ્યશ્રી ભોગવતો.

રાજા પુંડરીકનું મન સ્વસ્થ થયું, અને બાકીની રાત્રી એમણે સુખપૂર્વક નિર્ગમન કરી.

સવારે યુવરાજ કંડરીક આવ્યો.

રાજા પુંડરીકે પોતાની વાત કરતાં એને કહ્યું: "ભાઈ કંડરીક, હવે આ રાજ્યની ધુરા તું વહન કર અને મને ધર્મની ધુરા વહેવાની અનુમતિ આપ. મેં રાજ્ય અને ભોગ ઘણાં વર્ષ ભોગવ્યાં. છેવટે તો ધર્મનું શરણ એ જ સાચું શરણ ગણાય. મારું મન હવે સંસારના ત્યાગને માટે ઝંખી રહ્યું છે."

બંધુભક્ત કંડરીક તો સાંભળી જ રહ્યો: ભાઈ વગરનું ઘર કે જીવન એ કલ્પી જ શકતો ન હતો. એની આંખોના ખૂણા સ્નેહનાં આંસુથી આર્દ્ર બની ગયા, પણ એ કશું બોલી ન શક્યો.

પારખતો હતો, અને રાજકારણમાં રાજસત્તા માટે ખેલાતા કાવાદાવા પણ એ જાણતો હતો. ક્યારે કોને કેવો સત્તાલોભ જાગી ઊઠે, અને એ માટે એ શુંનું શું કરી બેસે એ કેમ કહેવાય? એટલે એણે ભારે ડહાપણ દાખવ્યું. પોતાને ત્યાં પારણે પુત્ર ઝૂલે અને એ ગજ્યનો ઉત્તરાધિકારી બને, એની રાહ જોયા વગર, રાજા પુંડરીકે પોતાના નાના ભાઈ કંડરીકને જ યુવરાજ પદ આપી દીધું.

ભારે ધામધૂમ સાથે કંડરીકના યુવરાજપદનો અભિષેક-ઉત્સવ ઊજવવામાં આવ્યો.

પ્રજામાં પુંડરીક રાજાની વાહવાહ બોલાઈ રહી. એના નિર્મોહીપણાને સહુ અભિનંદી રહ્યા.

અને યુવરાજ કંડરીક? આમે એને મોટા ભાઈ ઉપર ભારે ભાવ હતો, તે દિવસથી તો જાણે એ મોટાભાઈનો દાસ જ બની ગયો અને પડછાયાની જેમ એના પગલેપગલાને અનુસરવા લાગ્યો—જાણે એનો અંગરક્ષક જ ન હોય?

આવો શાણો રાજા અને આવો ભલો યુવરાજ, પછી પ્રજાને શું દુઃખ હોય!

આમ ને આમ કેટલાંક વર્ષ વીતી ગયાં.

એક દિવસની વાત છે: નગરના ઉદ્યાનમાં કોઈ જ્ઞાની ગુરુ પધાર્યા હતા. એમનો ધર્મોપદેશ જાણે અંતરના દ્વાર ઉઘાડીને આત્માને જગાડી દેતો. એ ઉપદેશ રાજા પુંડરીકના અંતરમાં વસી ગયો.

મધ્યરાત્રીનો સમય હતો. રાજા પોતાના શયનાગારમાં પલંગ પર સૂતા હતા. જાણે વગર બોલ્યે વાસનાને જગાવી દે

એવા શૃંગારચિત્રો ચારેકોર શોભી રહ્યાં હતાં. માદક સુગંધથી આખુંયે વાતાવરણ ભરાઈ ગયું હતું. પણ આજે એમને વિલાસ, આરામ કે ઊંઘ હરામ બની ગયાં હતાં.

વિચારમગ્ન રાજાજી પલંગ ઉપરથી બેઠા થયા, અને આંટા મારવા લાગ્યા; જાણે પાંજરે પુરાયેલો કેસરી બેચેન બનીને ધૂમાધૂમ કરતો હતો. રાણી તો જોઈ જ રહી: આજે એમને આ શું થયું હતું ?

રાજાજી વિચારતા હતા: રાજ્ય અને વૈભવ ઘણાં વર્ષ ભોગવ્યાં; અને છતાંય જીવને તૃપ્તિ ક્યાં થાય છે ? અને તૃપ્તિ ક્યારે થશે એનું પણ શું કહેવાય ? તો મર્યું, અતૃપ્તિના ઊંડા સાગરમાં ડૂબકી લગાવવાથી. હવે તો એનો ત્યાગ જ કરવો ઘટે. ધર્મને પણ અવસર આપવો જ ઘટે ને ? અને યુવરાજ કંડરીક પણ હવે ક્યા નાનો છે ? હવે ભલે એ રાજ્યશ્રી ભોગવતો.

રાજા પુંડરીકનું મન સ્વસ્થ થયું, અને બાકીની રાત્રી એમણે સુખપૂર્વક નિર્ગમન કરી.

સવારે યુવરાજ કંડરીક આવ્યો.

રાજા પુંડરીકે પોતાની વાત કરતાં એને કહ્યુ: "ભાઈ કંડરીક, હવે આ રાજ્યની ધુરા તું વહન કર અને મને ધર્મની ધુરા વહેવાની અનુમતિ આપ. મેં રાજ્ય અને ભોગ ઘણાં વર્ષ ભોગવ્યાં. છેવટે તો ધર્મનું શરણુ એ જ સાચું શરણ ગણાય. મારું મન હવે સંસારના ત્યાગને માટે ઝંખી રહ્યું છે."

બંધુભક્ત કંડરીક તો સાંભળી જ રહ્યો: ભાઈ વગરનું ઘર કે જીવન એ કલ્પી જ શકતો ન હતો. એની આંખોના ખૂણા સ્નેહનાં આંસુથી આર્દ્ર બની ગયા, પણ એ કશું બોલી ન શક્યો.

ફરી પુંડરીકે કહ્યું : "ભાઈ, આમાં નવું પણ શું છે? નાના આવે અને મોટા જાય, એ તો દુનિયાનો નિયમ છે. સૌ પોત-પોતાનો સમય પૂરો થતાં ચાલ્યા જાય છે; મારે પણ હવે જવું જ જોઈએ. એમાં ઉદાસ થવાનું નહીં પણ ઉત્સવ કરવાનો હોય! આ તો આત્માને અમરતાને પંથે લઈ જવાની અગમચેતી."

હવે કંડરીકથી ન રહેવાયું. એ પણ કંઈ ત્યાગમાં ઊતરે એવો ન હતો કે રાજ્યની લાલચે મોટા ભાઈને જવા દેવા તૈયાર થાય. એ પણ જીવનને ભોગના નહીં પણ કર્તવ્યના સાધન તરીકે જ મૂલવતો.

કંડરીકે નમ્રતાપૂર્વક કહ્યું : "વડીલબંધુ, આપના વિના મારે મન રાજ્ય અને આ મહેલ નિઃસાર છે. પ્રાણ ગયા પછી કાયાને શું કરવી? આપ મારા અને સમસ્ત રાજ્યના આત્મા છો. આપ જાઓ અને અમે રહીએ, એ ન બને. જ્યાં આપ ત્યાં અમે! કાયા અને છાયા કદી જુદી ન થાય! અને જે રાજ્ય આપને અપ્રીતિકર બન્યું, એના ઉપર પ્રીતિ રાખવાથી પણ શું?"

રાજા પુંડરીકે જરા મક્કમતા દર્શાવતા કહ્યું : "પણ કંડરીક! ક્યારેક તો આપણે છૂટા પડવાનું જ છે ને? તો પછી સમજને જળકમળનો બોધ જીવનમાં કાં ન ઉતારવો? સંસાર છોડીશું, છતાં કંઈ સંગ થોડો જ છૂટવાનો છે? પણ એમાંય જેટલી અલિપ્તતા ગાળી એટલી આપણી. અને આ કંઈ થોડું પરલોકગમન છે કે આપણે નહીં જ મળી શકીએ? આ તો માત્ર પાણી પહેલા પાળ બાંધવાની જ વાત છે."

કંડરીકનું મન જાગી ગયું હોય એમ એણે તરત જ જવાબ આપ્યો : "તો પછી, એવી પાળ બાંધવાની મને જ

અનુમતિ કેમ ન આપો. આવું ઉત્તમ કાર્ય હું શા માટે ન કરું ? અને આપના નાનાભાઈ તરીકે મને ગમે તે કામ કરવાનો મારો હક્ક આજે ભોગવવા દો !"

રાજા પુંડરીક પળવાર સાંભળી રહ્યા. એમણે કંડરીકને સમજાવવા કહેવા માંડ્યું :

"પણ, તું તો હજી...."

પણ યુવરાજ કંડરીકે વચમાંથી વાક્ય ઉપાડી લીધું: "ભાઈ કાળદેવતાએ કંઈ લખત નથી કરી આપ્યું કે મોટા પહેલાં જશે, અને નાના પાછળ રહેશે. કંઈક વૃદ્ધો રહી જાય છે, અને કંઈક યુવાનો પરલોક પહોંચી જાય છે. તો મને મારી પ્રિય વસ્તુ મેળવવા દો !"

પછી તો કંડરીકના વિચારે જાણે હઠનું રૂપ લીધું. બન્ને ભાઈ ઓ જાણે હોડમાં ઊતર્યાં.

પણ એ હોડ ઈર્ષ્યાની નહીં, પ્રેમની હતી.

એ કલહ રાજ્યપ્રાપ્તિનો નહીં, રાજ્યત્યાગનો હતો.

પણ છેવટે નાના ભાઈની વાતનો વિજય થયો : આવા હૈનાળ ભાઈની વાત શે ટાળી શકાય ? પ્રેમના આ આવેગને કેમ કરી રોકી શકાય ? પુંડરીકે રાજા બનીને રહેવાનું કબૂલ કર્યું અને ભારે મહોત્સવપૂર્વક એને ગુરુને ચરણે સોંપ્યો.

તે દિવસે નાનો ભાઈ કંડરીક મુનિવેશ ધારીને મોટાભાઈથી પણ મોટો બની ગયો; એમનો પણ વંદનીય બની ગયો ! તે દિવસે રાજા નંદીવર્ધન અને મહાવીર ભગવાનના બંધુપ્રેમનાં જનતાને ફરી દર્શન થયાં.

પુંડરીકિણી નગરી મુનિ કંડરીકના વિરલ ત્યાગને અભિનંદી

રહી; અભિવંદી રહી !



કર્મશૂર યુવરાજ કંડરીક હવે ધર્મશૂર મુનિ બની ગયા.

એમની સંયમયાત્રા અખંડપણે ચાલવા લાગી. જરા પણ પ્રમાદ ન સેવાઈ જાય એ માટે એ ભારંડ પક્ષીની જેમ, સતત જાગૃત રહેતા. સ્વાધ્યાય અને ધ્યાન તરફ મનને વાળવાનો અને એમ કરીને ચંચળ મનને ત્યાગને માર્ગે જ સ્થિર કરવાનો એ હંમેશાં પ્રયત્ન કરતા રહેતા. વળી પોતાના જીવનને સેવા-પરાયણ કરવાના હેતુથી એ મુનિસંઘની સેવા માટે સદા તૈયાર રહેતા. વૃદ્ધ, અશક્ત કે બીમાર મુનિવરોની સેવામાં એ જાણે પોતાની જાતને જ વીસરી જતા.

સમય જતાં, ધીમેધીમે, એમનું મન તપ તરફ વિશેષ વળવા લાગ્યું પછી તો એ તપની એમને એવી તો લગની લાગી ગઈ કે જાણે તપ વગરનો દિવસ એમને અલૂણો જ લાગતો અને તપ કરવા છતાંયે એમનું મન શાંત અને સ્વસ્થ રાખી શકતા, સમતા સચવાય તો જ તપ કર્યું લેખે લાગે, એ વાત જાણે એમના અંતરમાં બરાબર વસી ગઈ હતી.

આ રીતે તપને માર્ગે કંડરીક મુનિ પોતાના જીવનને વિશુદ્ધ બનાવવાનો પ્રયત્ન કરી રહ્યા.

સાથી મુનિવરોમાં અને સંઘમાં પણ પછી તો કંડરીક મુનિના તપસ્વીપણાની અનુમોદના થવા લાગી અને એમના

તપોમય માર્ગ તરફ અન્ય મુનિવરોને પણ વિશેષ આકર્ષણ થવા લાગ્યું.

મુનિની તપઃસાધના આગળ વધી રહી છે.

મુનિ પોતે આત્માના કુંદનને ધમી ધમી વિશુદ્ધ કરવાના પુરુષાર્થનો આનંદ અનુભવી રહ્યા છે.

જ્ઞાની અને તપસ્વીઓની જાણે ત્યાં પરંપરા લાગી ગઈ છે.

મુનિ કંડરીક અને તપસ્યા; જાણે એકબીજાનાં અંગરૂપ બની ગયાં છે. મુનિનું નામ લેતાં તપસાધનાનું સ્મરણ થઈ આવે; તપનું નામ લેતાં મુનિ કંડરીકનું દર્શન થવા લાગે.

મુનિ પણ આકરાં આકરાં તપોની આરાધના કરતાં જાણે થાક નહીં પણ આનંદ અનુભવી રહ્યા છે.

હવે તો એમણે બે બે ઉપવાસ અને પારણું, એ પ્રમાણેની ઉગ્ર તપસ્યા શરૂ કરી. અને આવી આકરી તપસ્યાના પારણામાં પણ બને તેટલો રુક્ષ આહાર જ એ લેતા. પોતાની રસવૃત્તિનું નિયંત્રણ કરવા જાણે એમને વિશેષ પુરુષાર્થ કરવો પડતો.

આવી આકરી તપસ્યા પણ લાંબો વખત ચાલતી રહી.

પણ, એક બાજુ આવી ઉત્કટ તપસ્યા અને બીજી બાજુ રસ-કસ વગરનો સાવ નીરસ અને રુક્ષ આહાર; છેવટે શરીર એનો ભાર ઝીલી ન શક્યું; એના આતાપે એમની કાયાને શિથિલ બનાવી દીધી. છતાં મુનિએ તો દેહની વાત સાંભળ્યા વગર જ પોતાની તપસ્યા ચાલુ રાખી અને જેમ શરીર ના પાડતા ગયું તેમ, જાણે બળજબરીથી કામ લેવાનું હોય એમ, એમણે એને તપસ્યાની ભઠ્ઠીમાં વિશેષ તપાવવા માંડ્યું. આહારની નીરસતા અને રુક્ષતા પણ ચાલુ જ રહી.

પણ, છેવટે કાયા વધુ ઝીક ન ઝીલી શકી. એણે જાણે પોતાનો ધર્મ બજાવવાનો નિશ્ચય કર્યો. તપ જીતે કે કાયા, એ જ જાણે હોડ મંડાઈ ગઈ.

આટલી ઉગ્ર આતાપનાના પરિણામે મુનિના આખા શરીરની ચામડી ખુજલીના રોગથી લિપ્ત બની ગઈ. દાહ પણ એટલો થાય, અને ખંજવાળ પણ એટલી જ આવે: આખો વખત ખંજવાળ્યાં કરે છતાં ખંજવાળ મટે નહીં; અને જેમ ખંજવાળે તેમ શરીરમાં વધારે દાહ થવા લાગે.

અંતે કાયા અસમર્થ બની ગઈ અને મુનિને તપનો માર્ગ તજવો પડ્યો. કાયાએ આ રીતે પોતાનો વિજય મેળવ્યો. કદાચ બહુ તાણતાં તૂટી જાય એવી તેમની સ્થિતિ થઈ.

હવે તો આ રોગના ઉપચાર જ કરવા રહ્યા.

કુશળ વૈદ્યોની શોધ ચાલી.

ફરતી ફરતી આ વાત રાજા પુંડરીકના કાને પહોંચી ગઈ.

ભાઈના વ્યાધિના સમાચારથી રાજા પુંડરીક બહુ ચિંતિત બની ગયા.

એમણે ગુરુને વિનંતી કરી: "સૂરિજી, આપ મુનિ કંડરીકને મારી યાનશાળામાં વાસ કરવાની અનુમતિ આપો તો એમનો યોગ્ય ઉપચાર કરાવી શકાય. ઉપચારની સાથે પથ્યની પણ એટલી જ જરૂર છે અને ગ્રામાનુગ્રામ વિચરવામાં એ મળવું મુશ્કેલ છે"

અન્ય નગરજનોએ પણ ખૂબ લાગણીપૂર્વક વિનંતી કરી. સૂરિજીએ વિનંતી માન્ય રાખી, અને મુનિ કંડરીક ત્યાં

રોકાઈ ગયા.



કુશળ વૈદ્યોને તેડવામાં આવ્યા.

વૈદ્યોએ આવીને રોગનું નિદાન કર્યું : "અતિ તપસ્યા અને રુક્ષ આહારનું આ પરિણામ છે. એટલે સ્નિગ્ધ ભોજન, શીત ઔષધ અને તેલનું મર્દન જરૂરી છે. રોગ અસાધ્ય નથી; દુઃસાધ્ય જરૂર છે. અને યોગ્ય પથ્ય અને ઉપચારથી કાબૂમાં આવી જશે."

સેવા કરનાર સ્વયં ભૂપતિ, અને સેવા લેનાર ભૂપતિના સગા ભાઈ; અને નગરજનો પણ ખૂબ ભક્તિપરાયણ, એટલે પછી શી વાતની કમીના રહે ? મુનિ કંડરીકને તો "મોસાળે જમણ અને મા પીરસણે" જેવી લીલાલહેર થઈ ગઈ.

ઊંચાં ઊંચાં ઔષધ આપવા લાગ્યા.

ભાવતાં સ્નિગ્ધ અને સ્વાદુ ભોજન મળવા લાગ્યાં.

મર્દનકારો લક્ષપાક જેવા તેલનું મર્દન કરવા લાગ્યા.

ભક્તિ કરનારાઓ ખડા પગે તૈયાર રહેવા લાગ્યાં.

જાણે એમ લાગ્યું : મુનિ કંડરીક અત્યારે યુવરાજ જ બની ગયા છે !

આવા ઉપચાર, આવાં પથ્ય સ્વાદુ ભોજન અને આવી સેવાચાકરી : પછી તો દૈવ વાંકું હોય તો જ રોગ ન મટે ! ધીમે ધીમે મુનિ કંડરીકની કાયા સાજી થવા લાગી.

સાપકાંચળી ઉતારે એમ એ જૂની ચામડી વિદાય થવા લાગી. હવે તો લૂખી ચામડી ઉપર સ્નિગ્ધતાની આભા પ્રસરવા લાગી અને છેવટે શ્યામ બની ગયેલો દેહ જાણે કંચન જેવો ઊજળો બની ગયો. ખંજવાળ અને દાહ તો હવે કેવળ ભૂતકાળની વાત બની ગઈ.

હવે તો સંયમયાત્રાનાં વ્રતો અને નિયમો પાળવાનો આરંભ કરવો જ જોઈએ અને સેવેલ દોષનું પ્રાયશ્ચિત પણ લેવું જોઈએ. અને એ માટે વિનાવિલંબે ગુરુજીની સેવામાં પહોંચી જવું જોઈએ.

પણ હવે ઇંદ્રિયોને મોજ માણવાનો રસ લાગી ગયો હતો, કાયાને સેવાની રઢ લાગી ગઈ હતી, અને જીભ તો ભારે સ્વાદીલી બની ગઈ હતી. એટલે મુનિ કંડરીકને ત્યાંથી વિચરવાનું મન જ થતું ન હતું. અસંયમી મન જાણે કહેતું હતું : આવું સુખ બીજે કયાં મળવાનું છે ?

રાજા પુંડરીક ભારે વિચક્ષણ પુરુષ હતા. એ કંડરીક મુનિના મનની શિથિલતા પામી ગયા. પણ એમણે મુનિને ઉપાલંભ કે ઉપદેશ ન આપતા નવો જ માર્ગ લેવાનો વિચાર કર્યો.

એમણે વિચાર્યું : જો એક વાર મુનિ અમારી સામે શિથિલ જાહેર થઈ ગયા તો વાત વણસી જવાની, એમની સંયમયાત્રા અટકી જવાની અને અમારા કુળને ભારે કલંક લાગી જવાનું ! એટલે એમને તો મોટા બનાવીને જ સાચે માર્ગે લાવવા ઘટે.

એટલે એક દિવસ પ્રાતઃકાળે મુનિ કંડરીક પાસે પહોંચીને ભાવપૂર્વક વંદન કરીને રાજા પુંડરીકે કહ્યું : “મુનિવર ! અમે સંસારી અને આપ ત્યાગી. અમારો રાગ છોડયો છૂટતો નથી;

અને આપ કેવા વૈરાગી છો કે સદા જળકમળની જેમ અલિપ્ત રહો છો અને મોહમાયામાં પડયા વગર સૂરિજિની પાસે જવા તૈયાર થયા છો!"

મુનિ કંડરીકે વિચાર્યું : "રાજવી અમારા માટે કેવા ઉત્તમ વિચાર સેવે છે? એમને જો અમારી આસક્તિ અને શિથિલતાની ખબર પડે તો એમને કેટલો સંતાપ થાય? માટે હવે સંયમયાત્રામાં સ્થિર થઇને અન્યત્ર વિહરવું જ અમને ઉચિતછે."

અને બીજે દિવસે પ્રાતઃકાળે જ મુનિ કંડરીક પોતાના ગુરુની નિશ્રામાં હાજર થવા વિહાર કરી ગયા.

રાજા પુંડરીકના અમોલ પ્રતિબોધે જાદુ કામણ કર્યું.

રાજા પોતાના બાંધવને સંયમમાં સ્થિર કર્યાનો આનંદ અનુભવી રહ્યા.

એ વેળા દૂરદૂરથી કોઈ મધુરસ્વરે બોલી રહ્યું હતું :

ગો વાળે તે ગોવાળ
લાઠી પાર્યે શું વળે?
જે પાળે તેનો ધર્મ
ખાલી વેંચે ના વળે!•

• 'કલ્લોલ પ્રારબ્ધને આધારે'.

# ૭



## શ્રમણોપાસક લલ્લિગ

**બીજમાંથી** વૃક્ષ પાંગરે એમ મહાન આચાર્ય હરિભદ્રની જ્ઞાનસાધના અને જીવનસાધના વિશાળ વડલાની જેમ વિસ્તરી રહી હતી.

ભલભલા વિદ્વાનનું દિલ ડોલાવે એવા ધર્મગ્રંથો રચાતા જતા હતા. સત્યની શોધ એ એ ગ્રંથોનો આત્મા હતો. સારું તે મારું અને સાચું તે મારું, એ એની શિખામણ હતી. આત્માને પાવન કરે એવી એ જ્ઞાનગંગા!

આખો દેશ એમનાં વખાણ કરી રહ્યો હતો.

અને એમની જીવનસાધના પણ ભલભલાનું મન મોહી લે એવી હતી: શું એ ત્યાગ, શું એ જાગૃતિ, અને શું એ નિરીહતા! માનવીને હોંશે હોંશે ચરણસ્પર્શ કરવાનું મન થાય એવું હૃદયસ્પર્શી એ ચારિત્ર્ય.

સૂરિજીના ધર્મોપદેશે કંઈક માનવીઓને ધર્મભક્ત બનાવી દીધા હતા. કંઈક આત્માઓનો ઉદ્ધાર કર્યો હતો, અને કંઈક

લીલાભૂમિ બની ગઈ હતી.

તે કાળની, આશરે આઠમો વર્ષ પહેલાંની આ વાત છે.

ચૌલુક્ય ચક્રવર્તી મહારાજા કુમારપાળના સર્વાવસરમાં* આજે એક સવાલ ઊભો થયો હતો. કોંકણ દેશના અધિપતિ મલ્લિકાર્જુને ગુર્જર ચક્રવર્તીની, હિંસાનું નિવારણ કરવાની સીધી–સાદી વાતની અવગણના કરી હતી; અને એમ કરીને ગુર્જર ચક્રવર્તીના પદને લાજે એવો પડકાર આપ્યો હતો.

વાત આમ હતી: અહિંસા અને અમારિના પ્રવર્તક મહારાજા કુમારપાળે કોંકણના અધિપતિ મલ્લિકાર્જુનને કહેવડાવ્યું હતું કે, તમારા દેશમા જીવહિંસા બહુ થાય છે, તો એવો કોઈ બંદોબસ્ત કરો કે જેથી એ હિંસા બંધ થાય.

મલ્લિકાર્જુને જવાબ આપ્યો : આ દેશના લોકો તો માંસનું ભક્ષણ કરનારા છે; કદાચ અહીં અનાજ સરળતાથી મળી શકતું નથી તેને કારણે પણ આમ થતું હોય.

મહારાજાએ ફરી કહેવરાવ્યું: અમે પૂરતું અન્ન ત્યાં મળી રહે એવી ગોઠવણ કરીશું, પણ આવી જીવહિંસા તો કોઈ પણ રીતે બંધ થવી ઘટે.

પણ મલ્લિકાર્જુનના મનમાં આ વાત ન વસી; એણે માન્યું કે આ તો, જીવહિંસાના નિવારણને બહાને, મારી સત્તામાં હસ્તક્ષેપ થઈ રહ્યો છે. અને એણે ગુર્જર ચક્રવર્તીની વાતને સાફ સાફ નકારી કાઢી.

*સર્વાવસરઃ રાજસભા, જેમાં કોઈ પણ પ્રજાજન પોતાની વાત કરી શકે; અને જેમ રાજના પ્રશ્નો વિચારણા થાય.

એટલે પછી તો એ વાતે બે રાજ્યોની સાઠમારીનું રૂપ ધારણ કર્યું.

ચૌલુકય ચક્રવર્તીના આજના સર્વાવસરમાં એક વાતનો નિર્ણય કરવાનો હતો કે આવા ઉદ્ધત બનેલા મલ્લિકાર્જુનની સાન ઠેકાણે કેવી રીતે લાવવી? અને એ કામનું બીડું કોણ ઝડપે?

મહારાજાએ કહ્યું: "ગુર્જર સામંતો અને શૂરવીરો! આજે ગુર્જર ભૂમિના ગૌરવનું રક્ષણ કરવાનો સવાલ ઊભો થયો છે. મલ્લિકાર્જુને, સત્તાના મદમાં આવી, આપણી ધર્મ વાતને પણ ઠોકરે મારી છે. કહો, આ ઊગતા દુશ્મનને દબાવવાનું બીડું કોણ ઉઠાવે છે?"

ક્ષણભર તો સભામાં સ્તબ્ધતા છવાઈ રહી. રણશૂરાઓ અને જન્મભૂમિને માટે જાન ન્યોછાવર કરનારાઓનો ત્યાં કંઈ તોટો ન હતો; છતાં મલ્લિકાર્જુનના બળની એવી ધાક ફેલાયેલી હતી કે આ કામની જવાબદારી ઉઠાવવા એકદમ કોઈ તૈયાર ન હતું. સૈનિક થવા અને જરૂર પડ્યે કેસરિયાં બોલી પ્રાણ આપવા સૌ તૈયાર હતા, પણ આ કામનું સેનાપતિપદ કોણ સંભાળે એ જ સવાલ મુખ્ય હતો.

પણ કોઈ બોલતું ન હતું.

મહારાજા પણ ચારેકોર નજર ફેરવી રહ્યા હતા.

એક વાર તો એમ પણ લાગ્યું કે ગુર્જરભૂમિનું શૂરાતન ખરે વખતે મોળું સાબિત થશે; અને ગુર્જર ચક્રવર્તીની સત્તા સામેના મલ્લિકાર્જુનનો આ હુંકાર બાજી જીતી જશે.

ગુર્જરભૂમિની ગત્તા અને આબરૂ જાણે ત્રાજવે તોળાવા લાગી. છતા કોઈની બોલવાની હામ નથી ચાલતી—આવા

કપરા કામનું બીડું ઝડપે કોણ? રખેને શૂરાતન બતાવવા જતાં માલિકની આબરૂને જ હાનિ પહોંચી જાય!

બે-પાંચ પળ વધુ વિચારમાં વીતી. પણ પછી તો જાણે મૌનની ઉષ્મા જ સૌને અકળાવી રહી. મહારાજાના મુખ ઉપર પણ બેચેનીની લાગણીઓના દોરા ફૂટવા લાગ્યા.

પણ સૌએ એક વાત તો એ મુખ ઉપર વાંચી લીધી કે મલ્લિકાર્જુનનો સામનો તો અચૂકપણે કરવાનો જ છે—સવાલ ફક્ત એનું બીડું કોણ ઝડપે એટલો જ છે. છેવટે જેણે ગુર્જર-ભૂમિનું માલિકપણું સ્વીકાર્યું છે એ પોતે તો જ છે ને!

મૌન હવે તો અસહ્ય બની ગયું.

અને, વધેલી ઉષ્મા જેમ છેવટે વાદળને વરસાવે એમ, એક વીરનરની વાણીને એણે વહેતી કરી.

એ અદબ સાથે સર્વાવસરમાં ખડો થયો અને એણે નમ્ર છતાં દૃઢ સ્વરે કહ્યુ: "મહારાજ, મારા માલિકની આબરૂ અને મારી માતૃભૂમિની પ્રતિષ્ઠાનું જતન કરવાનું આ બીડું હું ઉઠાવું છું; અને સત્તાઘેલા મલ્લિકાર્જુનને, જીવતો કે મૂએલો આપના ચરણોમા હાજર કરવાની પ્રતિજ્ઞા લઉં છું!"

સભાજનો સાંભળી રહ્યા. ઊંચા થયેલા શ્વાસ જાણે નીચે બેઠા. બેચેન બનેલાં ઘણાંના મન નિરાંત અનુભવી રહ્યા. મહારાજાના મુખ ઉપરની લાગણીઓ પણ કૂણી બની. સૌનાં નેત્રો એ નરને નીરખી રહ્યાં.

એ હતો રાજભક્ત રણયોદ્ધો આંબડ: મહામંત્રી ઉદયનનો પુત્ર; જે મહામંત્રીએ, પોતાના જીવનની સંધ્યાએ પણ, ગુર્જર ચક્રવર્તીની સત્તાને અખંડિત રાખવા, આરામની ઘરશય્યા

પરહરીને, રણશય્યા સ્વીકારી હતી અને રણભૂમિમાં જ સાથરો કર્યો હતો.

આવા રાજભક્ત શૂરવીર પિતાનો પુત્ર આવી અણીની પળે પોતાની રાજભક્તિ દાખવવામાં કેમ પાછો રહે ?

મહારાજાએ અને સભાજનોએ એનું હર્ષપૂર્વક સ્વાગત કર્યું ત્યારે પણ, એ શૂરવીર પ્રત્યે શંકા સેવનારા કે એનો ઉપહાસ કરનારા ત્યાં ગેરહાજર ન હતા. પણ વાત નક્કી થઈ ચૂકી હતી એટલે એમની જબાને તાળું પડયું હતું !

એક શુભ મુહૂર્તે ગુર્જરસેના કોંકણ તરફ કૂચ કરી ગઈ.



અણહિલપુર પાટણના રાજમહેલના કોટકાંગરાં પાસેથી સરસ્વતીના નિર્મળ નીર ધીર-ગંભીર ગતિએ વહી રહ્યાં છે.

દિવસનો ત્રીજો પ્રહર પૂરો થવા આવ્યો છે. મહારાજા કુમારપાળ રાજમહેલની અટારીએ ખડા ખડા દૂર દૂર નજર નાખી રહ્યા છે. જાણે કોઈ ભાવિની મંગળ-અમંગળ ચિંતાઓ એમના મનને રોકી રહી હોય એમ એ વિચારમગ્ન છે. કદાચ એ અત્યારે મલ્લિકાર્જુનનો જ વિચાર કરતા હોય.

એમની નજર સરસ્વતીના કિનારે ફરતી ફરતી એક સ્થળે થંભી ગઈ : કદી નહીં જોએલું એવું વિલક્ષણ દૃશ્ય જોઈને. એ અચંબામાં પડી ગયા.

એ જુએ છે : એક કાજળકાળો તંબૂ તાણેલો છે, અને

એના ઉપર કાગડા જેવી કાળી ધજા ફરકી રહી છે!

મહારાજા વિચારે છે: કેવું વિચિત્ર દશ્ય!

અને કંઈ કંઈ અમંગળ ચિંતાઓ એમના મનમાંથી પસાર થઈ જાય છે. મહારાજા વધુ વિચારમગ્ન બને છે.

સૂર્યના સોનેરી કિરણો પાટણના રાજમહાલયો અને હવેલીઓના સુવર્ણ કળશો સાથે છેલ્લી રમત રમી લઈને અદૃશ્ય થવા લાગ્યાં છે.

સંધ્યાના ઘેરા રંગ ઊપડતા આવે છે.

દેવમંદિરની આરતીઓના ઘંટારવો અને ઝાલરોના નિનાદોએ પ્રકાશદેવના પોઢણની જાહેરાત કરીને રાતરાણીના આગમનની જાણે નેકી પોકારી લીધી.

સંધ્યાના રંગ પણ ચાલ્યા ગયા અને રાત્રિનો ઘોર અંધકાર જામવા લાગ્યો.

એવે વખતે, રાજમહાલયના પાછલે દરવાજેથી, એક વિચિત્ર વેશધારી પુરુષે રાજમહેલમાં પ્રવેશ કર્યો.

કાળો એનો પહેરવેશ છે. મુખ ઉપર એણે કાજળનું વિલેપન કર્યું છે; અને માથે કાળું છત્ર ધાર્યું છે—જાણે સાક્ષાત્ કાલિમાનો અવતાર જ જોઈ લ્યો!

પળવાર દરવાન મૂઢ બનીને જોઈ રહ્યો, અને પછી તો તરત જ તેને ઓળખી કાઢયો. અરે, આ તો સેનાપતિ આંબડ! હજુ થોડા દિવસ પહેલાં જ એ કોંકણનો વિજય કરવા ગયા હતા!

આંબડ મહારાજ પાસે હાજર થયો અને પ્રણામ કરીને મહારાજની પીઠ પાછળ ખડો રહી ગયો.

મહારાજ બોલ્યા: "સેનાપતિજી! આમ કેમ? તમે તો

મલ્લિકાર્જુનનો વિજય કરવા ગયા હતા ને ? તો પછી આવી રીતે પાછા કેમ આવ્યા ? જરા સામે આવો, તમારું મુખ આમ કેમ છુપાવો છો ?"

આંબડ લજ્જાપૂર્વક બોલ્યો : "મહારાજા ! મલ્લિકાર્જુનને પરાજિત કરવાનું બીડું ઝડપનાર મેં, મારા માલિકની આબરૂ ઉપર કાળાશ ફેરવી દીધી છે ! કોંકણ જતાં વચગાળાની ઘાટીમાં જ મલ્લિકાર્જુને આપણા સૈન્યને ઘેરી લીધું અને મારા કપાળમાં પરાજયનું કાળું કલંક લગાવી દીધું. સ્વામી, આ કાળું મુખ આપને નહીં બતાવું. હવે તો જ્યારે પરાજયની કાલિમા ધોઈ નાખીશ ત્યારે જ ઊજળું મુખ લઈને આપની સન્મુખ ઊભો રહીશ, નહીં તો મોતનો માર્ગ એ જ મારો માર્ગ બનશે."

મહારાજા વિચારમાં ડૂબી ગયા છે. એમને નથી સમજાતું કે આ પરાજયની કાલિમા ઉપર આંસુ સારવા કે આવી વિરલ રાજભક્તિ માટે રાજી થવું.

બે–પાંચ પળ એમ જ વીતી ગઈ.

પછી આંબડે વિજ્ઞપ્તિ કરી : "પ્રભુ ! આ કલંક તો ઉતારવું જ રહ્યું. કંઈક ઉપાય તો કરો જ."

મહારાજાએ પોતાના સામંતોને ભેગા કરી પૂછ્યું : "કહો, શૂરવીરો, હવે આ બીડું કોણ ઉઠાવે છે ? મલ્લિકાર્જુનની સામે જવા કોણ તૈયાર છે ?"

પણ મનના દાઝયાબળ્યા કોઈ આગળ ન આવ્યા.

અને કોઈકે તો પોતાના મનની દાઝ પણ ઠાલવી, "જ્યાં ગધેડા જ જોરાવર હોય ત્યાં ઘોડાઓનું શું કામ ? રાજાજીની મહેરબાનીથી જ્યાં વાણિયા જ શૂરા બની જતા

હોય ત્યાં ક્ષત્રિયોની ક્યાં જરૂર રહી ?"

મહારાજા સાંભળી રહ્યા.



સેનાપતિ આંબડ વધુ વિચારમાં ઊતરી ગયા; એને થયું: જે અકાર્ય મારા હાથે થયું એને સુધારવું એ પણ મારું જ કામ ! આ જવાબદારી બીજાને માથે કેમ નખાય ?

અને એણે ફરી હાથ જોડી મહારાજાને પ્રાર્થના કરી : "એક વેળા પાછો પડેલો હું આ બીડું ફરી ઉઠાવું છું. આ વખતે હું જીતીશ તો જ આ મુખ આપને બતાવીશ; નહીં તો......"

સૌ સાંભળી રહ્યા.

મહારાજા તો જેટલા શૂરાતનના પારખુ હતા, એટલા જ રાજભક્તિના પારખુ હતા.

એમણે સેનાપતિ આંબડની વાત માન્ય રાખી, બહુમાન-પૂર્વક એ બીડું એમને આપ્યું અને પાંચસો ચુનંદા ઘોડેસ-વારોની સેના લઈ જવાની આજ્ઞા કરી.

દમનારા દમતા રહ્યા અને સેનાપતિ આંબડ ફરી કોંકણ પ્રદેશ તરફ કૂચ કરી ગયા. સેનાપતિ આંબડને શૂરાતન આવ્યું છે. પરાજયનો વિચારમાત્ર એમના મનમાંથી સરી ગયો છે.

આખે-આખો વરેલો કોંકણ દેશ જાણે હાથવેંત જેવો બની

ગયો છે. અને દુર્ગમ ઘાટીઓ અને દુરારોહ પહાડો પણ જાણે માર્ગ આપવા લાગ્યા છે.

અને વિરાટ લાગતા મલ્લિકાર્જુનનું શૂરાતન પણ હવે તો જાણે વામનરૂપ બની ગયું છે.

પરાજયની કોઈ ચિંતા નથી.

પીછેહઠનો કોઈ વિચાર નથી.

હવામાં પણ જાણે જય જય નાદ ગુંજી રહ્યો છે.

આંબડના રણ–ઉત્સાહને કોઈ સીમા નથી.

એ તો ઝટ કરતાં કોંકણની ભૂમિ ઉપર જઈ પહોંચ્યા; અને યુદ્ધની વીરહાકથી વાતાવરણને ભરી દીધું.

મલ્લિકાર્જુનને જોઈને આંબડે પડકાર કર્યો: "આમ કાયરની જેમ જોઈ શું રહ્યા છો? સામે આવો અને યુદ્ધને માટે સજ્જ થાઓ! પહેલો ઘા તમે કરો કાં મને કરવા દો! સારુ એ તમારું!"

મલ્લિકાર્જુન પણ કંઈ ગાંજ્યો જાય એવો નહોતો. એણે સજ્જડ ઘા કર્યો. જોનાર સ્તબ્ધ થઈ ગયા. રણજોદ્ધાઓ કંપી રહ્યા કે આ આંબડ ગયો કે જશે!

પણ કોંકણપતિની ભાગ્યદેવી આજે વીફરી બેઠી હતી! એનો ઘા ખાલી ગયો! એ મનમાં સમસમી રહ્યો.

આંબડે છેલ્લો પડકાર કર્યો: "રાજન્, ઇષ્ટદેવનું સ્મરણ કરી લ્યો. હવે તમારો કાળ આવી પહોંચ્યો સમજો!"

અને આંબડનો ઘા એવો સચોટ પડયો કે મલ્લિકાર્જુનનું માથું ધડથી જુદું થઈ ગયું. અને એના શરીરમાંથી વહેતું કંકુવર્ણું રુધિર સેનાપતિ આંબડની કાલિમાને ધોઈ રહ્યું.

સેનાપતિ એટલું જ બોલ્યા: "મારા માલિકની આબરૂ!"

પાટણ નગરીએ સેનાપતિ આંબડનું ભારે સ્વાગત કર્યું. કાલિમાને ધોતા હોય એમ અબિલ અને ગુલાલ સેનાપતિ અને શૂરા સૈનિકોને માથે વરસીને રાજમાર્ગને કંકુવર્ણો બનાવી રહ્યા.

નમ્રતાની મૂર્તિ બનીને સેનાપતિ આંબડે મલ્લિકાર્જુનનું મસ્તક ગુર્જર ચક્રવર્તીને ભેટ ધર્યું ત્યારે તો પ્રચંડ જયનાદોએ વાતાવરણને ભરી દીધું: ગુર્જર ભૂમિનો જય! મહારાજા કુમારપાળનો જય! સેનાપતિ આંબડનો જય!

મહારાજાએ સેનાપતિ આંબડની આવી વિરલ રાજભક્તિને પિછાનવા એમને "રાજપિતામહ"નું ગૌરવભર્યું બિરુદ આપ્યું.

સૌ જ્યારે વિજયના આનંદમાં મસ્ત હતા ત્યારે પણ સેનાપતિ આંબડ તો મનમાં એક જ વાત રટતા હતા: મારા માલિકની આબરૂ! એ સદા સર્વદા અખંડ રહેજો! ×

× પ્રબંધ ચિંતામણિના આધારે.

૯ 

## નિર્મોહી ગુરુ

ગાર્ગ્ય નામના આચાર્ય જેમ વયોવૃદ્ધ હતા તેમ જ્ઞાનવૃદ્ધ અને ચારિત્ર્યવૃદ્ધ પણ હતા.

સુપથ્ય આહાર જેમ તનને તંદુરસ્ત અને મનને સ્વસ્થ બનાવે એમ જ્ઞાન અને વૈરાગ્ય એમના અંતરમાં વ્યાપી ગયાં હતા અને એમના જીવનને નિર્મળ તેમજ આત્માને દીપ્તિમંત બનાવી રહ્યા હતા.

તપ, ત્યાગ અને તિતિક્ષારૂપી ત્રિવેણીસંગમને આરે એ સદાકાળ વસવાટ કરતા અને આત્મનિમજ્જનનો અપૂર્વ આહ્લાદ અનુભવ્યા કરતા.

એમનું તપ અંતઃસ્પર્શી હતું, બાહ્ય આડંબર, વાહવાહની અપેક્ષા કે લોકૈષણાનું એમા નામનિશાન ન હતું. આત્મમળને દૂર કરવો એ એનો ઉદ્દેશ હતો.

એમનો ત્યાગ, સંયમ અને વૈરાગ્યને પ્રેરનારો હતો. થોડું ત્યજીને ઝાઝું મેળવવાની એમા આકાંક્ષા ન હતી. અસહ્ય ભારબોજથી દબાઈ રહેતો માનવી એક એક વસ્તુનો બોજ દૂર થવાથી જે નિરાંત અને આનંદ અનુભવી રહે એવી શાતા

તેઓ અનુભવી રહ્યા હતા.

અને તિતિક્ષાને તો એ આત્મતેજને પ્રગટાવવાનું અપૂર્વ સાધન જ માનતા. જેમ જેમ કષ્ટો સહન કરતા જઈએ, તેમ તેમ આત્માનાં ઓજસ જાગતાં જાય એમ તેઓ માનતા હતા. એટલે એ તિતિક્ષાની પાછળ કીર્તિ અને નામનાની કામનાનો લવલેશ પણ અંશ ન હતો—જેને બહુમૂલાં રત્નોનો નાદ લાગ્યો હોય એ ક્ષણભર ભારે ચળકાટ મારતા કાચમણિ પાછળ કદી પણ દોટે ખરો ?

એટલે સુખ–દુઃખમાં, સારા–નરસામાં અને સ્વ–પરમાં સમભાવ ધારણ કરી એ આચાર્યપ્રવર, કો આત્મયોગીની જેમ સદાકાળ નિજાનંદમાં મગ્ન રહેતા; અને વિશ્વના માયાવી-લોભામણા પ્રપંચમાં જરાય અટવાયા વગર પોતાની આત્મ-સાધનાની યાત્રા આગળ વધારતા રહેતા.

કષાયો, વાસનાઓ અને દોષોને ધમીધમીને આત્માના કુંદનને સ્વચ્છ અને શુદ્ધ બનાવવા એ સદાસર્વદા જાગૃત રહેતા અને પ્રમાદને પાસે ઢૂકવા પણ ન દેતા. પળમાત્રની પણ અસાવધાની આત્મસાધનાના દોરને ખંડિત બનાવી દે છે અને આત્માને પતનના ઊંડા ખાડામાં ફેંગોળી દે છે, એ વાત તેઓ બરાબર જાણતા હતા.

આવા હતા શીલ અને પ્રતાપી મહા શોભના આચાર્ય શાર્ય.

વડલો મોટો થાય અને અનેક વડવાઈ ઓથી શોભી ઊઠે એમ આચાર્ય શાર્ય સેંકડો શિષ્યોના પરિવારથી વીંટળાયેલા રહેતા.

સૂર્યની આસપાસ અસંખ્ય તારાઓ અને ગ્રહો ફર્યા કરે એમ સંતોને, સાધકોને અને ત્યાગી જ્ઞાની ગુરુઓને શિષ્યો અને

વૃદ્ધ આચાર્ય વધારે વૃદ્ધ થયા, ઊછરતી વયના શિષ્યો યૌવનના મધદરિયે આવી પહોંચ્યા. પાંખો આવતાં પંખીઓ ઊડી નીકળે એમ ગજા પ્રમાણે જ્ઞાન અને ચારિત્ર્યની સાધના કરતા પ્રૌઢ મુનિવરો ગુરુની અનુજ્ઞાથી સ્વતંત્ર વિહરવા લાગ્યા.

એક બાજુ રહ્યા વૃદ્ધ ગાર્ગ્યાચાર્ય; બીજી બાજુ રહ્યા યૌવનમાં થનગનતા સાધુઓ. એમનાં મનનો મેળ ધીમે ધીમે ઓછો થવા લાગ્યો. ગુરુ તો એવા ને એવા હતા; ઊલટો જ્ઞાન અને શીલની સાધનાનો રંગ વધારે ઘેરો બન્યો હતો; અને સમતારસ પણ વધારે સ્થિર થયો હતો. પણ, તલવારની ધાર ઉપર ચાલવું મુશ્કેલ હોય છે એમ, શિષ્યોને માટે ગુરુઆજ્ઞાનું પાલન અને સંયમનું અતિશુદ્ધ આરાધન ધીમે ધીમે મુશ્કેલ બનતું જતું હતું.

એક દિવસની વાત છે. ગુરુએ જોયું કે કેટલાક શિષ્યો અધ્યયનમાં તો ભારે હોશિયાર હતા, પણ એમની વિદ્યા હૈયામાં ઊતરવાને બદલે માથે ચડી બેઠી હતી. એ વિદ્યાથી વિનમ્ર બનવાને બદલે અહંકારથી મદમાતા બની ગયા હતા. ગુરુએ એમને ચેતવ્યા અને જ્ઞાનનું ફળ વિરતિરૂપે ચરિતાર્થ કરી બતાવવા કહ્યું, તો એમનાં મોઢાં ચડી ગયાં, એટલું જ નહિ, કેટલાક તો સામો ઉત્તર પણ આપી બેઠા! વિદ્યાનું રસાયણ એ બિચારા ન પચાવી શક્યા!

કેટલાક શિષ્યો ભણવામાં પાછા હતા, પણ સંયમમાં અને ભક્તિમાં ખબરદાર રહેતા, એ પણ ધીમેધીમે સ્વાદીલા અને મુખરસિયા બનવા લાગ્યા હતા.

હવે તો ધીમેધીમે આળસ પણ ઘર કરવા લાગી હતી. જે શિષ્યો એક વેળા ચપળતાપૂર્વક અભ્યાસમાં અને સંયમ-

પાલનમાં તત્પર રહેતા એ હવે જડ જેવા બનવા લાગ્યા હતા. અરે, કેટલાક તો એવા સાન–ભાન વગરના બની ગયા હતા કે ગુરુ કહે એનાથી અવળું વર્તન કરવામાં જ એમને આનંદ આવતો! ખોટી મોટાઈ જાણે એમના માથે ચડી બેઠી હતી!

એક દિવસ એક શિષ્યને ભિક્ષા માટે કહ્યું તો એમાં એને નાનમ લાગી, એને થયું: ભીખ માગવા તે વળી કોણ જાય! બિચારો સાધુજીવનનો મૂળ ધર્મ જ ભૂલી ગયો!

બીજાને ભિક્ષા માટે ભારપૂર્વક કહ્યું તો એણે આડાં-અવળાં બહાનાં શોધીને ના પાડી, અને જરા વધારે ભાર પૂર્વક કહ્યું તો કહે કે મને એ કોઈ ઓળખતા નથી, એટલે મને ભિક્ષા નહીં મળે!

ત્રીજાને ભિક્ષા માટે કહ્યું તો એ તાડૂકી ઊઠ્યો: "મને એકલાને જ બાંધ્યો લાગે છે!બીજા ક્યાં નથી?એમનેમોકલો ને!"

ધીમેધીમે સાધુઓ સામાન્ય કામના પણ આળસુ બનવા લાગ્યા. રખેને ગુરુ કામ બતાવે કે ઠપકો આપી બેસે એ બીકે કેટલાક તો ધર્મસ્થાનની બહાર જ આગતેમ ફરવા ચાલ્યા જતા અને પ્રમાદમાં તેમજ નિરર્થક ગપ્પા મારવામા સમય બરબાદ કરતા.

વાત આગી પણ આગળ વધી. ગુરુ કોઈ કામ માટે બહાર જવાનું કહે છે તો એ કામ કર્યા વગર જ પાછા આવે, અને ખુલાસો પૂછતાં સાવ જુઠ્ઠા જવાબ આપે.

જ્ઞાની અને અનુભવી આચાર્ય આ બધું જોઈને બેચેન બની ગયા. એમને ચિંતા થવા લાગી કે આ ઉદ્ધિત્ય અને આ ઉદ્દતાઈ ન માલૂમ ક્યાં જઈ અટકશે!

ભક્તો શોધતા આવે છે. ધર્મશ્રદ્ધાના પ્રેર્યા કેટલાય આત્માઓ આચાર્યનું શિષ્યત્વ સ્વીકારીને કૃતાર્થ થયા હતા.

જ્ઞાનામૃતના પિપાસુ સેંકડો માનવીઓ આચાર્યના ચરણે આવીને બેસી ગયા હતા; અને શાસ્ત્ર-અધ્યયનમાં પોતાનો કાળ નિર્ગમન કરીને પોતાનું જીવન અજવાળતા હતા.

તો વળી આત્માના આશકો બનીને અહિંસા, સંયમ અને તપને માર્ગે આત્મશુદ્ધિ અને આત્મસાધના કરવા ઇચ્છનારાઓનો પણ ત્યાં કંઇ તોટો ન હતો.

આમ શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્ર્ય દ્વારા મોક્ષમાર્ગની સાધનાની નિર્મળ અખંડ ધારા ત્યાં ચાલ્યા કરતી, અને અનેક પાપી માનવીઓને પણ પુણ્યને પંથે પ્રેર્યા કરતી.

આમ આચાર્ય ગાર્ગ્ય જેમ આત્મસાધક હતા તેમ લોકજીવનના ઉપકારક બનીને હજારો આત્માઓના ઉદ્ધારક પણ બન્યા હતા.

સંયમસાધના અને અનિવાર્ય દેહચિંતાને મૂકીને બાકીનો બધો વખત આચાર્ય શિષ્યોના અધ્યાપનમાં અને એમની સંયમયાત્રા નિરાકુલ બની રહે એની ચિંતામાં આપતાં.

આચાર્ય જેમ જબરા સાધક હતા એમ એમનું જ્ઞાન પણ ખૂબ વિશાળ અને ખૂબ ઊંડું હતું—જાણે બધાંય શાસ્ત્રો એમના કોઠામાં આવીને વસી ગયાં હતાં.

જ્યારે આચાર્ય શિષ્યોને અધ્યયન કરાવતા હોય, અને શિષ્યો પણ વિદ્યાની વિવિધ શાખાઓનું અધ્યયન કરીને પોતાની જિજ્ઞાસાને સંતોષવા પ્રશ્નો ઉપર પ્રશ્નો પૂછ્યે જતા હોય અને આચાર્ય એના સંતોષપ્રદ ઉત્તરો આપ્યે જતા હોય ત્યારે તો ગાર્ગ્યસૂરિ સાચેસાચ સરસ્વતીના જ અવતાર લાગતા.

અધ્યયન–અધ્યાપન એ તો એમનું પ્રાણપ્રિય કાર્ય બની ગયું હતું—એ સમજતા કે માનવીની પાસે જો જ્ઞાનનો દીવો હશે તો આત્માને મલિન કરતો કચરો અને આત્માને અજવાળતાં સદ્‌ગુણરૂપી રત્નો શોધી કાઢતાં વાર નહીં લાગે; અને જ્ઞાન-દીપને ઉવેખીને બીજી હજાર વાતો હશે તો પણ છેવટે એ બધી એકડા વિનાનાં મીંડાં જેવી અર્થહીન સાબિત થવાની છે.

પ્રમાદમાં લપસી પડતા, કષાયમાં સરકી પડતા અને મોહ-માયામાં ફસાઈને સંયમમાં શિથિલ બનતા શિષ્યો પ્રત્યે આચાર્યનું અંતર વજ્રસમું કઠોર બની જતું: એવા માર્ગભૂલ્યા શિષ્યોને એક સેનાપતિની મક્કમતાથી તેઓ અનુશાસન આપતા; અને એમને સાચે માર્ગે આવવાની ફરજ પાડતા. શિષ્યોને અવળે માર્ગે પ્રેરનારો શિષ્યમોહ એમને સ્પર્શ પણ ન કરી શકતો.

અને જેઓ જ્ઞાન અને ધ્યાનમાં મગ્ન બની આત્માની સાધના કરતા એમના ઉપર તો એમનું અંતર એક પિતાના જેવો સ્નેહ વરસાવતું અને કમળ સમું સુકોમળ બની જતું.

વજ્રસમા કઠોર બનવામાં ન તો દ્વેષ કામ કરતો કે કમળ સમા સુકોમળ બનવામાં ન રાગ કામ કરતો. દ્વેષ અને રાગને સદા અળગા રાખીને એ તો નિરંતર ગુણના જ ગ્રાહક અને અવગુણના વિરોધી બની રહેતા.

આચાર્ય પોતે સદા જાગતા રહેતા; અને શિષ્યોને જાગૃત રાખવામાં માનતા.

આવા હતા આચાર્ય ગાર્ગ્ય–સદા અપ્રમત્ત, સદા સાવધાન.



કાળ કાળનું કામ કરતો હતો.

વૃદ્ધ આચાર્ય વધારે વૃદ્ધ થયા, ઊછરતી વયના શિષ્યો યૌવનના મધદરિયે આવી પહોંચ્યા. પાંખો આવતાં પંખીઓ ઊડી નીકળે એમ ગજા પ્રમાણે જ્ઞાન અને ચારિત્ર્યની સાધના કરતા પ્રૌઢ મુનિવરો ગુરુની અનુજ્ઞાથી સ્વતંત્ર વિહરવા લાગ્યા.

એક બાજુ રહ્યા વૃદ્ધ ગાર્ગ્યાચાર્ય; બીજી બાજુ રહ્યા યૌવનમાં થનગનતા સાધુઓ.એનાં મનનો મેળ ધીમે ધીમે ઓછો થવા લાગ્યો. ગુરુ તો એના એ હતા; ઊલટો જ્ઞાન અને શીલની સાધનાનો રંગ વધારે ઘેરો બન્યો હતો; અને સમતારસ પણ વધારે સ્થિર થયો હતો. પણ, તલવારની ધાર ઉપર ચાલવું મુશ્કેલ હોય છે એમ. શિષ્યોને માટે ગુરુઆજ્ઞાનું પાલન અને સંયમનું અણીશુદ્ધ આરાધન ધીમે ધીમે મુશ્કેલ બનતું જતું હતું.

એક દિવસની વાત છે. ગુરુએ જોયું કે કેટલાક શિષ્યો અધ્યયનમાં તો ભારે હોશિયાર હતા, પણ એમની વિદ્યા હૈયામાં ઊતરવાને બદલે માથે ચડી બેઠી હતી. એ વિદ્યાથી વિનમ્ર બનવાને બદલે અહંકારથી મદમાતા બની ગયા હતા ગુરુએ એમને ચેતવ્યા અને જ્ઞાનનું ફળ વિરતિરૂપે ચરિતાર્થ કરી બતાવવા કહ્યું, તો એમનાં મોઢાં ચડી ગયાં; એટલું જ નહિ, કેટલાક તો સામો ઉત્તર પણ આપી બેઠા! વિદ્યાનું રસાયણ એ બિચારા ન પચાવી શક્યા!

કેટલાક શિષ્યો ભણવામાં પાછા હતા, પણ સંયમમાં અને ભક્તિમા ખબરદાર રહેતા; એ પણ ધીમેધીમે સ્વાદીલા અને સુખરસિયા બનવા લાગ્યા હતા.

હવે તો ધીમેધીમે આળસ પણ ઘર કરવા લાગી હતી. જે શિષ્યો એક વેળા ચપળતાપૂર્વક અભ્યાસમાં અને સંયમ-

પાલનમાં તત્પર રહેતા એ હવે જડ જેવા બનવા લાગ્યા હતા. અરે, કેટલાક તો એવા સાન–ભાન વગરના બની ગયા હતા કે ગુરુ કહે એનાથી અવળું વર્તન કરવામાં જ એમને આનંદ આવતો! ખોટી મોટાઈ જાણે એમના માથે ચડી બેઠી હતી!

એક દિવસ એક શિષ્યને ભિક્ષા માટે કહ્યું તો એમાં એને નાનમ લાગી, એને થયું: ભીખ માગવા તે વળી કોણ જાય! બિચારો સાધુજીવનનો મૂળ ધર્મ જ ભૂલી ગયો!

બીજાને ભિક્ષા માટે ભારપૂર્વક કહ્યું તો એણે આડાં-અવળાં બહાનાં શોધીને ના પાડી; અને જરા વધારે ભાર-પૂર્વક કહ્યું તો કહે કે મને એ કોઈ ઓળખતા નથી, એટલે મને ભિક્ષા નહીં મળે!

ત્રીજાને ભિક્ષા માટે કહ્યું તો એ તાડૂકી ઊઠયો: "મને એકલાને જ ભાળ્યો લાગે છે!બીજા ક્યાં નથી?એમનેમોકલો ને!"

ધીમેધીમે સાધુઓ સામાન્ય કામના પણ આળસુ બનવા લાગ્યા. રખેને ગુરુ કામ બતાવે કે ઠપકો આપી બેસે એ બીકે કેટલાક તો ધર્મસ્થાનની બહાર જ આમતેમ ફરવા ચાલ્યા જતા અને પ્રમાદમા તેમજ નિરર્થક ગપ્પાં મારવામાં સમય બરબાદ કરતા.

વાત આથી પણ આગળ વધી. ગુરુ કોઈ કામ માટે બહાર જવાનું કહે છે તો એ કામ કર્યા વગર જ પાછા આવે, અને ખુલાસો પૂછતાં સાવ જુઠ્ઠો જવાબ આપે.

જ્ઞાની અને અનુભવી આચાર્ય આ બધું જોઈને બેચેન બની ગયા. એમને ચિંતા થવા લાગી કે આ શૈથિલ્ય અને આ ઉદ્દતાઈ ન માલૂમ ક્યાં જઈ અટકશે!

સિંહણનું દૂધ સુવર્ણપાત્ર સિવાય બીજું પાત્ર ન ઝીલી શકે એમ સંયમનું દૂધ ઝીલવામાં આ શિષ્યો ખરેખર, અ-પાત્ર સાબિત થયા !



ગાર્ગ્યાચાર્યની ચિંતા દિનપ્રતિદિન વધુ ઘેરી બનતી જાય છે. એ વિચારે છે: શિષ્યો જો આવા જ આચારહીન બનતા ગયા તો એમનું પોતાનું તો અકલ્યાણ થશે જ, પણ સાથે સાથે શાસનનું પણ અકલ્યાણ થયા વગર નહીં રહે; અને આવા શ્રમણોની શિથિલતાનો દોષ આખા સંઘમાં વ્યાપી જશે.

એમણે હજીય પાણી પહેલાં પાળ બાંધવાનો પ્રયત્ન કરી જોવાનો સંકલ્પ કર્યો.

એકવાર બધા શિષ્યોને ભેગા કરીને એમણે સૌને પ્રેમપૂર્વક વાત કરી અને આવી શિથિલતાથી પાછા ફરવા કહ્યું પણ પથ્થર ઉપર પાણી ! એક કાનથી સાંભળેલું, જાણે અંતરમાં ઊતરવાને બદલે, બીજા કાનેથી નીકળી ગયું !

ફરીવાર એમણે જરા ઉગ્ર બનીને ઠપકો આપ્યો તો કેટલાંકનાં મોઢાં ચઢી ગયાં, કેટલાકે નાકનાં ટેરવા ચઢાવ્યાં અને કેટલાક તો ઉપહાસ પણ કરી બેઠા.

ત્રીજી વાર જ્યારે આચાર્યે સંઘ-શાસનની વાત કરી તો શિષ્યો જાણે વીફરી ગયા હોય એમ સામા થઈ ગયા.

આચાર્ય વધારે ચિંતિત બની વિચારવા લાગ્યા. એમણે જોયું કે આ સાધુઓ જિનભિક્ષાને પચાવી નથી શક્યા, ધીમે ધીમે અણુહકની બનતી જતી એ ભિક્ષાએ એમના અંતરના તેજને અને સંયમના બળને હરી લીધું.

હવે તો એમને સ્પષ્ટ સમજાયું કે આ બધા ગળિયા બળદ જેવા બની ગયા છે. એમના પ્રત્યે ગમે તેટલો પ્રેમ દર્શાવો, એમને ગમે તેટલી શિખામણ આપો, એમને ગમે તેવો ઉપાલંભ આપો કે એમને સંઘ–શાસનનો ગમે તેવો ભય બતાવો—એ બધુંય કેવળ પાણી વલોવવા જેવું જ સાબિત થવાનું છે.

ગળિયા બળદને ગમે તેટલો બચકારીએ, એનું પૂછડું આમળીએ, એને પરોણી મારીએ કે આર ભોંકીએ—એથી કશો અર્થ ન સરે. છેવટે એવો બળદ પોતેય બેસી જાય અને ગાડાને પણ બેસારી દે!

આચાર્ય વધુ ગંભીરપણે વિચારે છે, વધુ અંતર્મુખ બને છે. અને હવે તો એ પોતાની જાતને જ પ્રશ્ન પૂછે છે : આવા અયોગ્ય શિષ્યોને હજી પણ હું શું કામ વળગી રહ્યો છું? એમને શા માટે સંગ્રહી રહ્યો છું? શું ઊંડે ઊંડે શિષ્યમોહની વાસના તો કામ નથી કરી રહી ને? જે પોતાનું પણ કલ્યાણ નથી કરવાના, અને જે મારા માટે કે શાસનને માટે કેવળ ગળિયા બળદની જેમ ભારરૂપ જ સાબિત થવાના છે, એમના પ્રત્યે મોહ કેવો? બીજું કંઈ નહીં તો છેવટે મારી જાતને તો આવા બારઓજથી બચાવી લઉં.

અને એક દિવસ એમને પોતાનો માર્ગ લાધી ગયો; એમણે પોતાનો સંકલ્પ કરી લીધો.

અને નાગરાજ કાંચળી ઉતારીને ચાલતો થાય એમ એ બધાય શિષ્યોનો ત્યાગ કરીને ગાર્ગ્યાચાર્ય ચાલતા થયા. શિષ્યો પ્રત્યેનો મોહ એમને જરા પણ ન રોકી શક્યો.

નિર્મોહી ગુરુ વધારે નિર્મોહી બનીને આત્મસાધનામાં લીન બની ગયા. *

* ઉત્તરાધ્યયન સૂત્ર.

## ૧૩



## કલ્યાણગામી દાંપત્ય

એક તેજસ્વી યુવાન !

મૂછનો દોરો તો હજુ ફૂટું ફૂટું થઈ રહ્યો છે; ઉંમર તો હજી માંડ સોળ–સત્તર વર્ષની; પણ જોયો હોય તો જાણે વીર જોદ્ધો જ લાગે; એવી કસાયેલી કાયા !

એ ચાલે તો ધરતી ધ્રૂજે અને બોલે તો વિધાતાના વજ્રલેખ આલેખાય ! એનો રૂપાળો ચહેરો જાણે ગંભીરતાનું મંદિર.

વગર જોઈતું એ બોલે નહીં, નકામી દોડાદોડ કરે નહીં; અને કામ પડયું કે વગર બોલાવ્યે હાજર જ હોય ! લીધું કામ પૂરું કરે ત્યારે જ એને શાંતિ વળે !

મા–બાપે વિનય પણ એવો શીખવેલો કે કદી કોઈનું બહુમાન કરવાનું ચૂકે નહીં; પણ કોઈ અજુગતી વાત કરે તો એ જરાય સાંખી ન લે; તરત જ સાચો જવાબ રોકડો પરખાવે ત્યારે જ એને નિરાંત વળે !

અને છાતીકઢો–હિંમતબાજ પણ એવો કે કોઈનાથીય ગાંજ્યો ન જાય ! ભલભલા જુવાનિયાય જ્યાં પાછા હઠી જાય

ત્યાં આ જુવાનિયો હોંશે હોંશે દોડી જાય ! જેમ કામ વધુ કઠણ એમ એનું હીર વધારે પ્રગટી નીકળે.

ગામને પણ આ જુવાન તરફ બહુ હેત.

એના મિત્રો પણ અનેક; પણ કોઈ લબાડ કે માયકાંગલાનું એમાં સ્થાન જ નહીં. બધાય બળિયા અને કામગરા; પાછો હઠે એવાનું તો ત્યાં કામ જ નહીં.

હજી થોડા દિવસની જ વાત છે: યૌવનના બારણે પગ મૂકતા આ જુવાનનું સગપણ હમણાં જ થયું હતું; અને આખી નાતમાં એની સાકર વહેંચવામાં આવી હતી; અને આખા ગામે એનાં ગોળધાણાં ખાધા હતાં. બધે આનંદ આનંદ થઈ રહ્યો હતો.

અને આ જુવાનના મોઢા પર પણ આનંદની અને શરમની રેખાઓ ઊપસી આવતી હતી. સગપણનો સ્વાદ જાણે એના ગંભીર મોઢાને પણ મલકાવી ગયો !

સૌને લાગ્યું કે જુવાન કેવો લહેરી બની ગયો !

પણ અરે, એનો એ સ્વાદ હમણાં હમણાં ક્યાં અલોપ થઈ ગયો ? એની એ લહેર ક્યાં ઊડી ગઈ ? આવો ફૂટડો જુવાન આવો ઉદાસ બનીને કાં ફરે ? શું કોઈએ એના ઉપર મંત્ર ચલાવ્યો ?

એને કોઈની સાથે બોલવું ગમતું નથી; ક્યાંય જવું–આવવું ગમતું નથી; કોઈ બોલાવે છે તોય એને માઠું માઠું લાગી જાય છે અને કોઈ વધુ પૂછપરછ કરે તો એ રોવા જેવો બની જાય છે !

ભલા, આવો જોરાવર જુવાન ઓશિયાળો ઓશિયાળો કાં લાગે ? એને થયું છે શું ?

અને હવે તો એ બહાવરો ફરે છે, અને રઘવાયો રઘવાયો દેખાય છે! એના મનને કોઈ જાતની નિરાંત જ નથી. ક્યાં ગઈ એની ગંભીરતા? અને ક્યાં અલોપ થઈ ગઈ એની હિંમત?

અરેરે, હવે તો એ ગાંડા જેવો બની ગયો! મા અને મોટાભાઈ બહુ ચિંતા કર્યા કરે છે. કોઈ કાંઈ પૂછે તો એનો એ ઉત્તર આપતો નથી. એ તો મનોમન જ મૂંઝાયા કરે છે; મૂંગો મૂંગો ફર્યા કરે છે.

ક્યારેક એ ગામને ગોંદરે કે ખેતરોમાં રખડે છે, તો ક્યારેક વળી જળાશયને કાંઠે લાંબો વખત બેસી રહે છે. જેનારને લાગે છે કે આ એ યુવાન જ નહીં!

રે જુવાન! આ તને થયું છે શું? તારા અંતરમાં એવું તે કેવું હૈયાવલોણું ઘૂમરીઓ લઈ રહ્યું છે?

પણ કોઈને કશી ખબર પડતી નથી.

અને છતા જુવાન તો મનમાં બળ્યા જ કરે છે!

સગપણ થયું અને થોડાક દિવસે જ કોઈકે એના અંતરમાં તિખારો વેરી ગયું: "ભલા જુવાન! તું કેવો સુદર અને તારી વહુ કેવી રૂપ-રંગ વગરની! આ તો કાગડીની ડોકે હીરો બાધવા જેવું ગણાય! બીજી કોઈ કન્યા ન મળી તે આની સાથે સગપણ કર્યું?"

બસ, પછી તો પૂછવું જ શું? જુવાનનો સગપણનો આનંદ ખારો ધૂ બની ગયો!

અંતરમાં યૌવન તો થનગનવા માંડ્યું હતું, એમાં આવી ન રંગે ઊજળી, ન ઘાટે નમણી સ્ત્રી સાથે લગ્ન કરવાનું?

અને એની સાથે આખી જિંદગી કાઢવાની ? હે ભગવાન, આ તે કેવી મુસીબત ?–યુવાન તો ઘડીએ ઘડીએ એ જ વિચાર કર્યા કરે છે. લોકોને લાગે છે કે એને ચિત્તભ્રમ થઈ ગયો છે !

એ વિચારે છે, ખૂબ વિચારે છે, વારંવાર વિચાર કરે છે : આ બલા કોઈ રીતે છૂટે ! આ સગપણ કોઈ રીતે ફોક થાય !

પણ આ તે કંઈ જેવી તેવી વાત થોડી ગણાય ? આમાં તો નાતજાતમાં કુટુંબની આબરૂ અને કુળની ખાનદાનીનો પ્રશ્ન આડે આવે.

એક બાજુ કુટુંબની આબરૂ અને બીજી બાજુ મોટા ભાઈની આમન્યા, અને એ બધું તો ઠીક, પણ વચમાં કુલગુરુ સમા, સદાના સાચા સલાહકાર આચાર્ય વિજયસેનસૂરિ હતા, એનું શું થાય ?

એ પરોપકારી અને જ્ઞાની આચાર્યે જ શ્રમણોપાસક ધરણિગને કહીને, એની પુત્રી અનુપમા સાથે આ સગપણ ગોઠવી આપ્યું હતું અને એ ગુરુ તો ભવિષ્યના જબરા જાણકાર. ન માલૂમ, આ સંબંધમાં એમણે શા શા જોષ અને કેવું કેવું ભવિષ્ય જોયું હશે ? એ ગુરુની વાતને કેમ કરી ટાળી શકાય ?

યુવાનને તો કોઈ ઉપાય જડતો નથી, અને એનું મન આ માટે કોઈ રીતે તૈયાર થતું નથી. ક્યારેક તો એની આંખો આંસુભીની બની જાય છે. અને ક્યારેક એને રોષ પણ ચડી આવે છે કે અનુપમા કોઈ વાતે હતી ન હતી થઈ જાય તો ? પણ એમ માંગ્યા વેણુ કોઈને ફળે ખરાં ?

આમ એને એકે ઉપાય જડતો નથી.

છેવટે નબળા મનનાં માનવી બાધા–આખડીના માર્ગે જાય

એમ એણે પણ એ માર્ગ લીધો. એણે એક મંદિરના ક્ષેત્રપાળની બાધા માની કે "હે ક્ષેત્રપાળદેવ! મારા ઉપર કૃપા કરીને તમે કોઈ પણ ઉપાયે મને આ સગપણના બંધનમાંથી મોકળો કરશો તો તમને આઠ દ્રમ્મ (પાવલી)નો ભોગ ચડાવીને નૈવેદ્ય કરીશ!"

પણ યુવાનની બધી મથામણ નકામી ગઈ, એની બાધા–આખડી પણ ફોક ગઈ, અને પેલા ક્ષેત્રપાળે એની પ્રાર્થના કાને ન ધરી. એનું સગપણ કાયમ રહ્યું, ભાવિના લેખ મિથ્યા ન થયા અને કચવાતે મને એને અનુપમા સાથે લગ્ન કરવાં પડ્યાં!

એ યુવાનનું નામ તેજપાળ; ગુજરાતના એક કાળના મહામંત્રી વસ્તુપાળના એ નાનાભાઈ!



ગુજરાતના સુવર્ણયુગની છેલ્લી આભા જ્યારે પ્રકાશી રહી હતી, એવો એ વિક્રમના તેરમા સૈકાનો વખત.

ગુજરાતના ઇતિહાસમાં અમર બનનાર વસ્તુપાળ-તેજપાળની બાંધવબેલડી હજી ઊગીને ઊભી થતી હતી. એમની કારકિર્દીનું હજુ પહેલું પ્રભાત ઊઘડતું હતું.

એવા સમયે અનુપમા પરણીને સાસરે આવી. એનો વાન પણ શ્યામ, અને એનો ઘાટ પણ નમણો ન કહેવાય એવો! રૂપની દેવીએ જાણે એને પોતાની કૃપાથી વંચિત રાખી હતી.

તેજપાળ પરણ્યો તો ખરો, પણ એ આઘો આઘો જ રહેવા લાગ્યો. એના અંતરમાં પોતાની ઘરનારને માટે કોઈ

પ્રેમની સરવાણી જ ન જન્મી. અનુપમા પાસે જવું એને જાણે અકારું થઈ પડતું.

અનુપમાનું રૂપ તો ભલે ગમે તેવું હતું, પણ એની બુદ્ધિ અને એના હૃદય ઉપર પ્રભુની મોટી મહેર હતી.

બુદ્ધિમાં તો એ જાણે સરસ્વતીનો જ અવતાર હતી. કોઈ પણ વાતની ઘૂંચ ઉકેલવામાં એને જરાય વાર ન લાગતી. જાણે જન્મની સાથે જ એને હૈયાઉકલત સાંપડી હતી.

અને એનું હૈયું તો જાણે દરિયા જેવું વિશાળ હતું. ન એમાં કોઈના પ્રત્યે રોષ કે ન કોઈનાતરફ રીસ. એમા તો હમેશાં હેતની ગંગા જ વહ્યાકરતી, અને સૌનેકરુણારસનાંપાન કરાવતી.

એને મન કોઈને માટે પોતા–પારકાપણાનો વેરોવંચો નહોતો. સૌને એ પોતાના માનતી અને સૌનું કામ હોશે હોશે કરી આપતી. શાણી સલાહ આપવી એ તો અનુપમાનું જ કામ! ભલભલાં શાણાં સ્ત્રી–પુરુષો પણ એની સલાહ પૂછવા આવતાં.

પણ તેજપાળને મન આ બુદ્ધિ અને આ શાણપણનું કંઈ મૂલ ન હતું એ તોસૌન્દર્ય જ્યોતનો પતંગ બનવા માગતો હતો!

ચકોર અનુપમાને પતિની આ નારાજગી સમજતાં વાર ન લાગી, પણ એમાં એને ધીરજ રાખ્યા સિવાય બીજો ઇલાજ ન હતો. એને અગ્નિની સામે અગ્નિ નહીં પણ જળ બનવાનું હતું પતિના સૌન્દર્યઘેલા હૃદયને અંતરના સૌન્દર્યથી જીતવાનું હતું. —કોઈ રીતે એક વાર એ સૌન્દર્યનું દર્શન એ પામે!

એ તો સમતા અને શાણપણની મૂર્તિ બનીને કુટુંબની અને સૌ નાના–મોટાની સેવામાં લાગી ગઈ. કોઈને કંઈ પણ કામ હોય તો અનુપમા સદા તૈયાર! અને એ બોલે પણ કેવું

મીઠું મીઠું—જાણે વાણીમાંથી અમૃત ઝરતું ન હોય.

બીજાને તો રૂપની શી ખેવના હતી? એમને તો અનુપમાના મોંની મીઠાશ અને કામની હોંશ કામણ કરી ગઈ.

અને કુટુંબનો ગમે તેવો સવાલ ઊભો થાય તોય એ ન કદી જરાય મૂંઝાય કે ન કોઈને દુઃખ લગાડવાનો પ્રસંગ આવવા દે! એવા કામમાં તો એની મતિ સોળે કળાએ ખીલી ઊઠે.

ધીમે ધીમે મોટા ભાઈ વસ્તુપાળ આ કુલવધૂની અક્કલ, હોશિયારી, ઉદારતા, હૈયાઉકલત ને આવડત પિછાનતા થયા. હવે એમને કુટુંબ-ક્લેશનો એક પણ પ્રસંગ પજવતો ન હતો. એમને સમજતાં વાર ન લાગી કે આ બધો પ્રતાપ અનુપમા દેવીનો જ! અને અનુપમાને વસ્તુપાળના સલાહકારમંડળમાં ગૌરવભર્યું સ્થાન મળી ગયું. ઘરની કે બહારની ગમે તેવી વાત હોય, વસ્તુપાળ અનુપમા દેવીને પૂછવાનું ન ચૂકે.

સ્વામીને રીઝવવા અનુપમાની સમતા અને મમતાની મૌન ઉપાસના ચાલુ જ હતી. છેવટે તેજપાળ પણ અનુપમાને સમજતો થયો. દેહના સૌન્દર્યની ઘેલછાને અનુપમાએ અંતરના સૌન્દર્યથી જીતી લીધી. તેજપાળને થયું કે આ તો કુલતારિણી દેવી છે! આખા ઘરનો કારભાર એકલે હાથે ચલાવી શકે એવી આ શ્રીશક્તિ છે! અનુપમા તો સાચે જ અનુપમા છે: એનો જોટો મળવો મુશ્કેલ છે. અને બન્નેના જીવ મળી ગયા.

હવે તેજપાળને લાગ્યું કે જ્ઞાની ગુરુએ કંઈ અમસ્થા અમારા જોષ નહીં જોયા હોય.

દેવી અનુપમાની ધીરજ સફળ થઈ. જાણે વિધાતાએ શૂરાતનને શાણપણની સાથે જોડી દીધું! તેજપાળ અનુપમાનું અર્ધાંગ

બની ગયો. એ બન્ને એકરૂપ થઈને આદર્શ દંપતી બની ગયાં.

એ દાંપત્ય ગુજરાતનું ગૌરવ વધારનારુ અને કંઈક માનવીઓનું કલ્યાણ કરનારુ બની ગયું.



અનુપમાના પગલે પગલે જાણે લક્ષ્મી આવવા લાગી.

વસ્તુપાળ અને તેજપાળ બન્ને ભાઇ ભારે બુદ્ધિશાળી અને મહેનત કરવામા કદી પાછા ન પડે એવા. ધીમે ધીમે મહેનત સફળ થવા માંડી, અને પાસે બે પૈસાનો જીવ પણ થયો!

સુંહાલપુરમા પિતા અશ્વરાજ (આસરાજ) તો કયારના વિદેહ થયા હતા. અને હવે તો દળણા દળીને દીકરાને ઉછેરવા જેવા દુઃખના દહાડા કાઢનાર માતા કુમારદેવી પણ માંડળમાં સ્વર્ગવાસી થયા, એટલે બન્ને ભાઈને થયુ, હવે ભાગ્ય અજમાવવા બહારગામ જઈએ.

પણ સૌને થયું કે આ કમાણી માટે પુરુષાર્થની યાત્રાનો આરંભ કરીએ એ પહેલાં દેવાધિદેવનાં દર્શન માટે તીર્થયાત્રા કરીએ તો સારું અને બન્ને ભાઈઓએ, ગુરુના ઉપદેશ પ્રમાણે શત્રુંજય અને ગિરનાર તીર્થોની યાત્રાએ જવાનો નિર્ણય કર્યો.

જે કંઇ થોડી સંપત્તિ ભેગી થઇ હતી એ સાથે લઈને આખું કુટુંબ યાત્રા કરવા રવાના થયું.

એક દિવસ બન્ને ભાઈઓ હડાળા ગામે નિરાંતે વાતો કરતા હતા, એમાં એમને વિચાર આવ્યો કે, બધી સંપત્તિ સાથે લઈને

તો નીકળ્યા છીએ, પણ સોરઠ દેશમાં તો ખૂબ ઊડાઊડ ચાલે છે; અને ત્યાં ભલભલાય લૂંટારાનો ભોગ થઈ ને લૂંટાઈ જાય છે. આપણને પણ આવું નહીં થાય એની શી ખાતરી? એટલે આગળથી ચેત્યા સારા. સંપત્તિનો ઓછામાં ઓછો ત્રીજો ભાગ ક્યાંક ધરતીમાં ભંડારી રાખ્યો હોયતો કપરા વખતમાં કામ લાગે.

પછી એમણે પોતાની મિલકતનો હિસાબ કર્યો તો ત્રણેક લાખ જેટલી લાગી. બન્ને ભાઈ ઓએ નક્કી કર્યું કે આમાંથી એક લાખ અહીં જંગલમાં, કોઈ તરત કળી શકાય એવી નિશાનીવાળી જગ્યામાં, ભંડારી દેવા.

રાતનો વખત થયો. એક લાખ જેટલું ધન લઈ ને બન્ને ભાઈ ગામથી દૂર ગયા; અને એક વિશાળ વડલો જોઈ ને, એની એંધાણીએ,એની નજીકમાં ધન દાટવા માટે ખાડોખોદવાલાગ્યા.

પણ હજી માંડ થોડુંક ખોદ્યું હશે, ત્યાં ધરતીમાંથી સોના-મહોરથી ભરેલો ચરુ નીકળી આવ્યો. બન્ને ભાઈ ઓને થયું, આપણી લક્ષ્મી ભૂમિમાં ભંડારાવા તૈયાર નથી, ઊલટું આ તો વધારે ધન મળી આવ્યું!

બન્ને પડાવે પાછા આવીને વિચારવા લાગ્યા : આ તો વગર મહેનતનું ધન મળી આવ્યું. આનો તો કંઈક સારો ઉપયોગ જ કરવો ઘટે.

આ માટે અનુપમાદેવીની સલાહ માગવામાં આવી. એણે તરત જ કહ્યુ "વડીલ, ધનને ધરતીમા ભંડારીને, લોભિયાની જેમ, અધોગતિનો માર્ગ ઉઘાડો કરવો, એના બદલે એનો વ્યય ઊંચે ગિરિવરો ઉપર કરીને ઊર્ધ્વગતિનો માર્ગ મોકળો કરવો ઘટે ! માટે શત્રુંજય અને ગિરનાર તીર્થના ઉદ્ધારમાં

આ ધનનો ઉપયોગ કરો !"

અનુપમાને ધનનો લોભ જરાય ન સતાવી શક્યો. એને મન તો ધન એ જાણે માટીના ઢેફા જેવું હતું. એનો તો આપણે હાથથી જેટલો સદુપયોગ કરી લીધો એટલો જ સારો. ધન પડ્યું રહેશે, અને સારી–નરસી કરણી જ સાથે આવશે.

વસ્તુપાળના અંતરમાં આ વાત વસી ગઈ. તેજપાળ તો અનુપમાના આવા નિર્લોભી શાણપણથી રાજીરાજી થઈ ગયો.

હવે ધનને ધરતીમાં ભંડારવાની વાત ન હતી. એમને ખાતરી થઈ કે આપણા ધનનું શું થશે કે એને કોઈ લૂંટી લેશે, એની ચિંતા કરવાની જરૂર નથી. ભાગ્ય અત્યારે પાંશરુ છે.

અને એ ધનથી શત્રુંજય અને ગિરનાર ઉપર અનેક મનોહર મંદિરોની રચના કરવામાં આવી.

માતા, પિતા અને ભાઈ મલ્લદેવનાં નામ અમર બની ગયાં.



ધવલક્કપુર ( અત્યારનુ ધોળકા )ના રાજા વીરધવલ પાસે પુરોહિત સોમદેવનું ભારે માન. રાજાને જરૂર પડે ત્યારે એ આ પુરોહિત પાસે પોતાનું હૈયું ઉઘાડું મૂકે.

છેલ્લા કેટલાંક વરસથી રાજ્ય મુસીબતમા સપડાયું હતું, સામંતો ગાંઠતા નહોતા અને ઘરમાં પણ કંકાસ જાગ્યો હતો. શું કરવું એ રાજા વીરધવલને સમજાતું ન હતું.

એમાં વસ્તુપાળ અને તેજપાળ યાત્રા કરીને પાછા ફરતા

ધવલકપુરમાં આવી પહોંચ્યા. એમને પોતાનું ભાગ્ય અજમાવવા માટે આ નગર ગમી ગયું, અને એ ત્યાં રોકાઈ ગયા.

ધીમેધીમે સોમદેવ સાથે એમને ઓળખાણ થઈ. અને પછી તો એમની વચ્ચે મિત્રતાની ગાંઠ બંધાઈ ગઈ.

એ બન્ને ભાઈઓની ચાણક્ય જેવી બુદ્ધિ જોઈને એકવાર સોમદેવને થયું; રાજ્યની લગામ આ બે બંધુઓને સોંપવામાં આવે તો બધી બાજી ઠેકાણે આવી જાય.

પુરોહિતે રાજા વીરધવલને વાત કરી. વીરધવલને એ વાત ગમી ગઈ. પછી સોમદેવે તેજપાળને પૂછ્યું તો એણે વિચાર કરીને જવાબ આપવાનું કહ્યું

તેજપાળે અનુપમાને વાત કરી તો એણે સલાહ આપી : આ તો રાજા કહેવાય ! રાજા, વાજાં ને વાંદરા ત્રણે સરખાં : રીઝે તો ન્યાલ કરી દે, અને ખીજે તો ગાંઠનું પણ પડાવી લઈને પાન પાન અને પાન પાન કરી મૂકે ! માટે એની પહેલાંથી જ ચોખવટ કરી લેવી સારી !

"આ માટે શું કરવું ?" તેજપાળે પૂછ્યું.

"રાજા વીરધવલને, એમની રાણી જયતલદેવી સાથે, આપણા આંગણે જમવા નોતરો અને એમને ઉત્તમ ભેટ આપો ! એટલે એ આપણી સ્થિતિ અને આપણા મનની વાત આપમેળે સમજી જશે." અનુપમાએ કહ્યું.

"એથી શું ?" તેજપાળે પૂછ્યું.

"એથી તો બધી ચોખવટ કરવાનો વખત મળી જશે; અને આપણે સલામત થઈ શકીશું."

રાજા વીરધવલ અને જયતલદેવી વસ્તુપાળ-તેજપાળને ત્યાં જમવા આવ્યાં. વસ્તુપાળે એમનું સ્વાગત કર્યું, અને તેજપાળ અને અનુપમાદેવીએ એમને ભાવપૂર્વક ભોજન કરાવ્યું. ભોજન પછી અનુપમાદેવીએ રાણીને બહુમૂલો હીરાનો હાર અને કાનના હીરેજડયા અદ્દભુત કર્ણફૂલ ભેટ આપ્યાં. અને રાજાજીને પણ બહુ કીમતી ભેટ આપવા માંડી. પણ રાજાજીએ માનપૂર્વક એનો અસ્વીકાર કરીને રાજ્યનું મંત્રીપદ સ્વીકારવાનો આગ્રહ કર્યો.

રાજાની કીમતી ભેટો જોઈને રાજા-રાણી તો વિચારમાં પડી ગયાં. કેવો સાદો વણિક! અને છતાં કેટલી બધી સંપત્તિ! આ તો જાણે તરણા ઓથે ડુંગર!

તેજપાળને વાત કરવાનો અવસર મળી ગયો. એણે કહ્યું: "પ્રભુ! આપ તો રાજ્યના ધણી ચાહો તે કરી શકો. એટલે કાલે કોઈ અમારી સંપત્તિ માટે આપને ભરમાવે તો અમારી આબરૂય જાય અને સંપત્તિય જાય, માટે આપનું મંત્રીપદ લેતાં પહેલાં અમારી લક્ષ્મીને આપનું અભય મળવું ઘટે."

રાજા વીરધવલ આ ભોજન અને ભેટનો મર્મ સમજી ગયા. એમણે તેજપાળે માગ્યું તેવું અભય આપ્યું. અને તેજપાળ મંત્રી બની ગયા.

થોડા વખતમા જ એમણે રાજ્યને આબાદ અને શક્તિશાળી બનાવી દીધું.

દેવી અનુપમાના શાણપણે રાજા અને મંત્રી બન્નેને નચિંત બનાવી એકરસ બનાવી દીધા.



એક વાર ખબર આવ્યા કે ગોધ્રકપુરનો ઘુઘૂલ માથાભારે બની ગયો છે, અને લૂંટારુનો ધંધો લઈ બેઠો છે. કોઈ વેપારીનો વેપાર સલામત નથી. કોઈ વણઝારાની વણઝાર પણ સુરક્ષિત નથી. એ તો મનફાવે તેને રંજાડે છે, મનફાવે તેને લૂંટે છે અને મનફાવે તેનો વધ પણ કરે છે!

રાજા વીરધવલે એને આવાં કાર્યો બંધ કરવા કહેણ મોકલ્યું તો ઘુઘૂલે ઉપરથી રાજાનેમાટે કાજળ અને કાંચળીની ભેટ મોકલી!

વીરધવલને આ અપમાન હાડોહાડ લાગી ગયું. રાણી જયતલદેવી પાસેથી દેવી અનુપમાને આ વાતની ખબર પડી. એને થયું કે આ તો રાજ્યભક્તિનો ખરેખરો અવસર! આમાં તો રાજ્યની આબરૂ સચવાશે અને પ્રજાના જાન-માલની રક્ષા પણ થશે. આવો અવસર કેમ ચુકાય?

વીરધવલે મંત્રી તેજપાલની સલાહ માગી: "આ માટે કોને મોકલીએ? આ દુશ્મનને તો તરત જ ડામવો ઘટે."

મંત્રી પણ વિચારમાં પડી ગયા: આવા બેફામ બનેલા વૈરીને કેવી રીતે નાથવો?

વાત નીકળતાં દેવી અનુપમાએ કહ્યું: "આમાં વિચારવાનું શું? આ તો રાજ્યનું લૂણ હલાલ કરવાનો પ્રસંગ, એમા બીજાને મોકલે ન ચાલે; આમાં તો શૂરાતન અને બુદ્ધિબળ બેય જોઈએ. એટલે આ તો આપનું જ કામ!"

તે દિવસે મંત્રી તેજપાલને અનુપમાદેવીનાં નવા રૂપે દર્શન

થયાં. એ સમજ્યા કે અનુપમા એ જેમ શાણી વણિકપુત્રી છે, એમ એનામાં ક્ષત્રિયાણીનું વીરત્વ પણ ભર્યું છે. નહીં તો પોતાના પતિને રણવાટે વિદાય આપવાની કોણ હામ કરે?

અને મંત્રી તેજપાળ સ્વયં ઘુઘૂલની સામે ચડી ગયા; અને એને કાષ્ઠપિંજરમાં જીવતો પકડીને લાવ્યા.

આ બધો સમય દરમ્યાન અનુપમાએ એક તપસ્વિની જેવું આકરું વ્રત પાળ્યું હતું, જાણે એ મનોમન સ્વામીની સાથે સાથે યુદ્ધભૂમિમાં જ ન હોય!

અનુપમાની શૂરી સલાહે મંત્રી તેજપાળની રાજ્યભક્તિ ઉપર યશકલગી ચડાવી દીધી.



એક દિવસ ઘરના મહેતા મુંજાલે મંત્રી તેજપાળને વિચિત્ર સવાલ પૂછ્યો : "મંત્રીજી! આપ રોજ ટાઢું જમો છો કે ઊનું?"

મંત્રીએ તો વાત કાને ન ધરી. પણ મહેતાએ તો ફરી ફરીને એ જ સવાલ પૂછ્યા કર્યો, ત્યારે મંત્રીને થયું કે આ કોઈ ગામડિયો લાગે છે, કે આવો અણસમજુ પ્રશ્ન પૂછ્યા કરે છે.

પણ પેલાએ તો પોતાની વાત ચાલુ જ રાખી, એટલે છેવટે મંત્રીએ એનો મર્મ પૂછ્યો.

મુંજાલે કહ્યું: "અત્યારે આપ જે કાંઈ વૈભવ ભોગવો છો, એ તો આપની પહેલાંના જન્મની કમાણી છે. હવે આગળને માટે કંઈ નહીં કરો? આ તો ગુરુજીએ આપને ચેતવવા આ વાત કહેવરાવી છે! પછી આપની વાત આપ જાણો!"



એક વાર ખબર આવ્યા કે ગોધ્રકપુરનો ઘુઘૂલ માથાભારે બની ગયો છે, અને લૂંટારુનો ધંધો લઈ બેઠો છે. કોઈ વેપારીનો વેપાર સલામત નથી. કોઈ વણઝારાની વણઝાર પણ સુરક્ષિત નથી. એ તો મનફાવે તેને રંજાડે છે, મનફાવે તેને લૂંટે છે અને મનફાવે તેનો વધ પણ કરે છે!

રાજા વીરધવલે એને આવાં કાર્યો બંધ કરવા કહેણ મોકલ્યું તો ઘુઘૂલે ઉપરથી રાજાનેમાટે કાજળ અને કાંચળીની ભેટ મોકલી!

વીરધવલને આ અપમાન હાડોહાડ લાગી ગયું. રાણી જયતલદેવી પાસેથી દેવી અનુપમાને આ વાતની ખબર પડી. એને થયું કે આ તો રાજ્યભક્તિનો ખરેખરો અવસર! આમાં તો રાજ્યની આબરૂ સચવાશે અને પ્રજાના જાન-માલની રક્ષા પણ થશે. આવો અવસર કેમ ચુકાય?

વીરધવલે મંત્રી તેજપાલની સલાહ માગી: "આ માટે કોને મોકલીએ? આ દુશ્મનને તો તરત જ ડામવો ઘટે."

મંત્રી પણ વિચારમાં પડી ગયા: આવા બેફામ બનેલા વૈરીને કેવી રીતે નાથવો?

વાત નીકળતાં દેવી અનુપમાએ કહ્યું: "આમાં વિચારવાનું શું? આ તો રાજ્યનું લૂણ હલાલ કરવાનો પ્રસંગ, એમાં બીજાને મોકલે ન ચાલે, આમાં તો શૂરાતન અને બુદ્ધિબળ બેય જોઈએ. એટલે આ તો આપનું જ કામ!"

તે દિવસે મંત્રી તેજપાલને અનુપમાદેવીનાં નવા રૂપે દર્શન

થયાં. એ સમજ્યા કે અનુપમા એ જેમ શાણી વણિકપુત્રી છે, એમ એનામાં ક્ષત્રિયાણીનું વીરત્વ પણ ભર્યું છે. નહીં તો પોતાના પતિને રણવાટે વિદાય આપવાની કોણ હામ કરે ?

અને મંત્રી તેજપાળ સ્વયં ઘુઘૂલની સામે ચડી ગયા; અને એને કાષ્ઠપિંજરમાં જીવતો પકડીને લાવ્યા.

આ બધો સમય દરમ્યાન અનુપમાએ એક તપસ્વિની જેવું આકરુ વ્રત પાળ્યું હતું, જાણે એ મનોમન સ્વામીની સાથે સાથે યુદ્ધભૂમિમાં જ ન હોય !

અનુપમાની શૂરી સલાહે મંત્રી તેજપાળની રાજ્યભક્તિ ઉપર યશકલગી ચડાવી દીધી.



એક દિવસ ઘરના મહેતા મુંજાલે મંત્રી તેજપાળને વિચિત્ર સવાલ પૂછ્યો "મંત્રીજી ! આપ રોજ ટાઢું જમો છો કે ઊનું ?"

મંત્રીએ તો વાત કાને ન ધરી. પણ મહેતાએ તો ફરી ફરીને એ જ સવાલ પૂછ્યા કર્યો, ત્યારે મંત્રીને થયું કે આ કોઈ ગામડિયો લાગે છે, કે આવો અણસમજુ પ્રશ્ન પૂછ્યા કરે છે.

પણ પેલાએ તો પોતાની વાત ચાલુ જ રાખી, એટલે છેવટે મંત્રીએ એનો મર્મ પૂછ્યો.

મુંજાલે કહ્યું: "અત્યારે આપ જે કાંઈ વૈભવ ભોગવો છો, એ તો આપની પહેલાંના જન્મની કમાણી છે. હવે આગળને માટે કંઈ નહીં કરો ? આ તો ગુરુજીએ આપને ચેતવવા આ વાત કહેવરાવી છે ! પછી આપની વાત આપ જાણો !'

દેવી અનુપમા તરત જ વાતનો મર્મ પામી ગયાં અને પતિ–પત્ની બન્ને વધારે ધર્મપરાયણ બની ગયાં.

પછી તો એમને આંગણે સાધુ–સંતોની ભારે ભીડ જામવા લાગી, પણ દેવી અનુપમા તો ન કદી થાકે કે ન કદી કંટાળે. એ તો સૌને આદરપૂર્વક હોંશેહોંશે ભિક્ષા આપે. અને જેમ વધુ સંતો આવે એમ વધુ આનંદ અને વધુ ધન્યતા અનુભવે.

એક દિવસ મંત્રી તેજપાળ ત્યાં બેઠા હતા અને અનુપમા દેવી સાધુઓને ભિક્ષા આપતાં હતાં. એવામાં સાધુઓને નમસ્કાર કરવા જતાં એમના હાથમાંની ઘીની ભરેલી મોટી વાઢી હાથમાંથી સરી પડી : બધું ઘી મંત્રીના શરીર ઉપર!

મંત્રીજીનાં કપડાં અને આખું શરીર ઘીથી તરબોળ થઈ ગયાં! એ તો રાતાપીળા થઈ ગયા. એમને ઘી ઢોળાયાનું અમંગળ થયું લાગ્યું.

પણ દેવી અનુપમાએ હસીને કહ્યું : "આમાં આકળા થવાનું શું કારણ છે? આવો ઘૃત–અભિષેક તો માગ્યેય ન મળે!" મંત્રી તેજપાળ શરમાઈ ગયા.



એક દિવસ ગુરુ નાગેન્દ્રે મહામંત્રી વસ્તુપાળ અને તેજપાળ પાસે અર્બુદ(આબુ)તીર્થનું માહાત્મ્ય વર્ણવ્યું, અને મંત્રી વિમળશાહે બંધાવેલ જિનપ્રાસાદનાં ખૂબ વખાણ કર્યા.

મંત્રી વસ્તુપાળ હવે વૃદ્ધાવસ્થાની નજીક પહોંચ્યા હતા.

એમણે વિચાર્યું : અત્યાર સુધી અઢળક ધન કમાયા અને સુકૃતોમાં એનો વ્યય પણ ઘણો કર્યો; પણ હજી સ્વર્ગવાસી મોટા ભાઈ લૂણિગનું નામ અમર કરવું બાકી છે. એના નામની એક વસહિકા (મંદિર) અર્બુદગિરિ ઉપર બંધાવીને ધન અને જન્મ બન્ને સફળ કરીએ.

મંત્રીએ તેજપાળને વાત કરી. તેણે તરત જ એ વાતને વધાવી લીધી.

દેવી અનુપમાને પૂછ્યું તો એ તો રાજીરાજી થઈ ગયાં.

અને તરત જ નિર્ણય લેવાઈ ગયો. પછી તો વાર શી હતી? એ કામને પૂરું કરવાની જવાબદારી તેજપાળને સોંપવામાં આવી, એમાં સાથે અનુપમાદેવી તો ખરાં જ.

વડીલ ભાઈની આજ્ઞા અને આવું ધર્મકાર્ય, એટલે મંત્રી તેજપાળ તરત જ ચંદ્રાવતીના રાજા ધારાવર્ષદેવને મળ્યા અને શુભ મુહૂર્તે મંદિરના કામનો આરંભ થઈ ગયો.

મંદિર પણ એવું બનાવવું કે કળાદેવી ત્યાં સાક્ષાત્ અવતાર ધારણ કરે, અને જોનાર બે ઘડી જોઈ રહે!

કામ શરૂ તો થયું, પણ એમાં ધારી ઝડપ ન આવી. મહામંત્રી વસ્તુપાળ તો આ માટે જાણે અધીરા બની ગયા હતા—રખેને જિંદગી પૂરી થાય અને આદર્યાં અધૂરાં રહી જાય! કાચા કુંભ કાયાનો શો ભરોસો?

એ તો રોજ તેજપાળને પૂછયા જ કરે છે. એક દિવસ એમને થયું: અહીં બેઠા બેઠા વાતો કર્યે કામ નહીં થાય. અને એમણે તેજપાળને જાતે ત્યાં જઈને તપાસ કરવા અને કામમાં ઢીલ કેમ થાય છે તેનું કારણ શોધવા આજ્ઞા કરી.

સાથે સલાહ-વિચારણા માટે અનુપમાદેવીને પણ લઈ જવા કહ્યું.

મહામંત્રીને અનુપમાદેવી ઉપર ભારે આસ્થા હતી.

બન્ને તરત જ આબુ પહાડ ઉપર જઈ પહોંચ્યાં.

તેજપાળે જોયું કે આટલા બધા દિવસો ગયા, અને હજી તો માત્ર મંદિરનો ગર્ભમંડપ જ તૈયાર થયો હતો. આ રીતે કામ ચાલે તો એ ક્યારે પૂરું થાય? આનો ઉપાય શું કરવો એની ચિંતામાં જ એ તો ડૂબી ગયા.

એક દિવસ મંત્રી તેજપાળ મંદિરમાં પ્રભુની પૂજા કરતા હતા, અને બહાર દેવી અનુપમા મુખ્ય શિલ્પકાર શોભનની સાથે વાત કરતા હતા. એમને પણ પોતાના જ્યેષ્ઠ વસ્તુપાળની ઇચ્છા વિના વિલંબે પૂરી કરવાની ભારે ચિંતા રહેતી હતી.

એમણે શોભનને આટલા વિલંબનું કારણ પૂછ્યું.

શોભનને પણ લાગ્યું કે હવે મન મૂકીને વાત કરવાનો વખત આવી પહોંચ્યો છે. એણે કહ્યું: "સ્વામિની! આ પર્વત ચડવો બહુ આકરો છે. સવારે ટાઢને લીધે શિલ્પીઓ કામ કરી શકતા નથી. કામ જરાક શરૂ કર્યું ન કર્યું ત્યાં બધા ભૂખ્યા થઈ જાય છે અને રાંધવાના કામમાં પડી જાય છે. ખાધું ન ખાધું અને કામે વળગ્યા ત્યાં તો પાછી સાંજની ટાઢ હાથ-પગ અને હાડને થીજવી નાખે છે. એમાં વળી ખાવાનું પણ રનકસ વગરનું—જેવો પગાર મળે, એવો જ ખોરાક મળે ને! આ બધાને લીધે કામમાં ઢીલ થયા કરે છે અને એમાં ધાર્યો વેગ આવી શકતો નથી."

અનુપમાદેવી તરત જ વાતનો મર્મ પામી ગયાં.

મંત્રી તેજપાળ પૂજા કરતા કરતા આ વાત સાંભળતા

હતા. એમણે આવીને શોભનને પૂછયું : "શોભનદેવ, તમે વાત કરતા હતા ?"

પણ પછી તો શોભનને જવાબ દેવાની જરૂર ન પડી. વચ્ચેથી અનુપમાદેવીએ જ વાત ઉપાડી લઈને કહ્યું : "સ્વામી! દિવસ અને રાતનું કામ કરનાર જુદા જુદા શિલ્પીઓ રાખો; બધાને પૌષ્ટિક અને રુચિકર ભોજન મળી રહે એ માટે ભોજનાલય ચાલુ કરો, બધા શિલ્પીઓના શરીર સ્વસ્થ અને સ્ફૂર્તિવાળાં રહે એ માટે એમને મર્દન અને સ્નાન કરાવનાર માણસો રોકો, અને બધાને પૂરતું વેતન આપો. આ તો દેવમંદિરનું કામ! કોઈનું મન દુભાય એવું કંઈ પણ ન થવું ઘટે! જેમાં સૌ રાજી એમાં જ દેવ રાજી!"

મંત્રી તેજપાળ તો અનુપમાદેવીની આ ઉદારતા, ધર્મપરાયણતા અને દીર્ઘદૃષ્ટિને અભિનંદી રહ્યા. આવી ઘરનાર મેળવવામાં એ ધન્યતા અનુભવી રહ્યા.

તરત જ અનુપમાદેવીની સૂચનાઓનો અમલ કરવામાં આવ્યો; અને થોડાક વખતમાં જ આબુગિરિરાજ ઉપર નેમિનાથ ભગવાનનો દેવવિમાન જેવો લૂણિગવસહી નામે મનોહર, કળામય અને ભવ્ય પ્રાસાદ તૈયાર થઈ ગયો.

મહામંત્રી વસ્તુપાળના મનોરથ સફળ થયા.



વખત પાકે અને પાંદડું ખરી પડે.

પોતાનો સમય થઈ ગયો અને અનુપમ અનુપમાદેવી, સૌને વિલાપ કરતાં મૂકીને, અનુપમ માર્ગે ચાલ્યાં ગયાં!

રાજદરબાર જેવું બયું'ભાદયું' ઘર એમના વગર સૂનું સૂનું બની ગયું. જાણે કુટુંબનો આત્મા જ ઊડી ગયો હતો!

મહામંત્રી વસ્તુપાળને તો પોતાની એક બાંય કપાઈ ગયા જેવી વેદના થઈ.

અને મંત્રી તેજપાળના શોક અને સંતાપને તો કોઈ સીમા જ ન રહી. એને તો અનુપમા વગરનું જીવન જ અકારું થઈ પડયું. એની આંખનાં આંસુ તો સુકાતાં જ ન હતાં.

એક દિવસ અનુપમાથી છુટકારો મેળવવા રઘવાયા બનીને રુદન કરનાર મંત્રી તેજપાળ આજે પત્નીના વિયોગમાં ઝૂરી રહ્યા હતા

દેવી અનુપમાનુ જીવન અને મૃત્યુ કૃતાર્થ બની ગયું.

બધા મંત્રી તેજપાળને બહુ બહુ રીતે સમજાવે છે; પણ એનુ મન કોઈ રીતે માનતું નથી. એને મન તો આખો સંસાર સૂનો બની ગયો છે. એનું અંતર અનુપમા...અનુપમા ... અનુપમાના નામના જ પડઘા પાડી રહ્યું છે.

એ પડઘા જાણે તેજપાળ અને અનુપમાના અનુપમ દાંપત્યની પ્રશસ્તિ બની ગયા.

એ કલ્યાણગામી દાંપત્યે ગુજરાતનું ગૌરવ વધાર્યું અને કંઈક જીવોનું કલ્યાણ કર્યું.

ધન્ય એ વિરલ દાંપત્ય!

[સમાપ્ત]